॥ ભગવાન કરૂણાસાગરો વિજયતે ॥

# સર્વજ્ઞ પરમગુરૂની પરમ ઉપાસના

પ્રકાશક

**ભગવાન કરૂણાસાગર મંદિર**

મહંતશ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

સંતશ્રી નિર્મળદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

કુંભાલ પાટિયા, સુરત

# સમર્પણ

## સહાદર સમર્પણ પ્રેમપુષ્પ

અમારા ગુરૂવર્ય મહાન સકર્તા અદ્વૈત લક્ષ સિદ્ધાંતના પ્રાજ્ઞ અનુભવી અને પ્રખર તત્ત્વજ્ઞાની શ્રી મોહનદાસજી મહારાજના આશીર્વાદથી પ્રાપ્ત થયેલું અગાધ અનુભવ વૃક્ષનું એક ગ્રંથરૂપી પ્રેમ પુષ્પ અનેકવાર નમસ્કાર કરીને તેમના પરમ પવિત્ર ચરણકમળમાં સમર્પણ કરૂં છું.

લી. આપના ચરણ રજનો અભિલાષી

મહંતશ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

સંતશ્રી નિર્મળદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

સુરત





શ્રી નરવેદ સાગર ઉર્ફે નારણદાસજી



શ્રી મહાન તપસ્વી રઘુરામજી મહારાજ



## અનુક્રમણિકા



મહંત શ્રી સરજ્યુદાસજી ગુરુ શ્રી મોહનદાસજી (સુરત)



સંતશ્રી નિર્મળદાસજી ગુરુશ્રી મોહનદાસજી (સુરત)



શ્રી પરમહંસ સુખાનંદજી, વડોદરા

શ્રી મોહનદાસજી ગુરુશ્રી લક્ષ્મણદાસજી અમદાવાદ



પરમ કૃપાળુ ભગવાન કરુણાસાગર

પ્રાગટ્ય : સંવત ૧૮૨૯ મહાસુદી-૨ લીલા સંકલન સંવત ૧૯૩૪ ભાદરવા વદી-૧૩

## (૧) મંગલાચરણ (છપૈયા છંદ)

ૐ પ્રથમ પ્રણામ, ધામ જીનું સકલ પરાપર;
સરલ જાકી શક્ત, વ્યક્ત બ્રહ્માંડ સકલ ધર. (૧)
જય જય કૈવલ નાથ, સનાતન સર્વ કર્તારન;
અખિલાનંદ અવિનાશ, વિલાસીક વિવિધી વધારન; (૨)
લોક ચતુરદશ દ્વંદ, ફંદ ફના કરન સધારન;
વિવિધી ભાત ગુણ ગ્રંદ, વૃંદ વિદ્ અલગ ઉદારન. (૩)
અગણિત ઈંડ કટાક્ષ, પાક્ષ વસુ તમ પદ પરમ;
અલંગ અલંગ એકતાસ, આશ કોહુ જાને ન મરમ. (૪)

હંસ નિવાસન ધામ, ધણી તુમ પુરુષ પુરાતન;
નમો નમો નિરવાણ, પ્રાણપતિ સચર સમાસન. (૫)

પ્રકૃતિ બિનુ ધન્ય પુરુષ, પલકમાં ખલક ઉપાસક;
આન્ય ધામ પતિદેવ, જુગલ શક્તિ તન આશક. (૬)

તબ દેવનકે દેવ, સકલ શિર હો તુમ કૈવલ;
સાક્ષીવંત સુત સલંગ, પ્રૌઢ પદ પુરુષ એકલમલ (૭)

જય કરુણામયે કંથ, અંત મધ્ય આદ્ય પરાપર;
હંસ રૂપ સ્તુતિ કુવેર, નિજ ગ્રંથ કરન સ્વર. (૮)



## સાખી (રાગ : દોહા)

મંગલા ચરણ પ્રથમ એહી, ધરન સજ્જન ઉર ધ્યાન,
અબ ગ્રંથ પ્રારંભહુ, સુનહો સંત સુજાન. ૧

લોક અસંખ્ય ઉત્પન્ન ગતિ, સપ્ત દ્વીપ સુંરધામ;
સો સબ ગ્રંથમાં ભાખહુ, વિવિધી ભાત ગુણગ્રામ. ૨

સકલ અંગ ભિન્ન ભિન્ન ગતિ, અર્થ બોધ શુભ સાર;
કહેં કુવેર કરકે કહું, સંશે હરન ભવપાર. ૩

સંશે હરન મતિ શુદ્ધ કરન, દહન દીર્ઘ ભવરોગ;
કૃપાસિંધુ કૈવલ તણો, દઈ ગયે લક્ષ અમોઘ. ૪

ભ્રાન્તિભંજ અનુભવ જીનુ, સુનેહુ સુઝહી પદ પુંજ;
પુરણ પદ પરમાત્મા, મીલહી બાલ ગતિ કુંજ. ૫
અકલ પંથ અદ્‌ભુત મત, કઢેહુ કઠણ કંલીમાંય;
જેહી જેહી જીવ શરનન ગત, ભયેહુ તેહુને ભયે નાંય. ૬
નિગમ ચતુર ખટ મત વટી, કથે જ્ઞાન અતિ ગૂઢ;
પરમમોક્ષ સમજે નહિ, જીવ મંદ મતિ મૂઢ. ૭
પર ઉપકાર પરમપદ, કહેહુ કાહુ નહિ ચીન;
કહો સતગુરુ તબ ક્યા કરે, ભવકી ટળે ન ભિન્ન. ૮
ભક્તિ જ્ઞાન વૈરાગકે સકલ શાસ્ત્ર ફલ ટેર;
સહુ સંપત્ત સુખ પાઈએ, ભેટત સાહેબ કુવેર. ૯



ચિદાનંદ ચકવે પતિ, ગતિ કરન મન શાન્ત;
આયેહુ જુગ દરશાવવા, ઘટ ઘટ કૈવલ ક્રાન્ત. ૧૦
રોમ રોમ રજ રજ ગતિ, મતિ મનોહર જ્ઞાન;
દિવ્ય દેશ વિવિધી વિધ, કરી ગયે સકલ પહેચાન. ૧૧
ઉચરે ગ્રંથ અગાધહી, કલી મલ હરન અજ્ઞાન;
નાથ કરનકુ દેઈ ગયે, સજ્જનકુ પયે પાન. ૧૨
ગુરુ મેરા ચૈતનચિદ્દ, આયેહુ મનુતનધાર;
જનમ મરણ ભય ભવ તણો, સંશય દીયો નિવાર. ૧૩
ભવ તારણકે કારણે, કર્તા ભયે સકાય;
કુવેર અનુભવ જ્ઞાનસે, દીના અલખ લખાય. ૧૪

અલખ લખાવન જે લખે, જીનુ ગતિ ઉગ્ર અસલ;
બીનુ પ્રેહેતન પદ પાઈએ, પરમ મોક્ષ કૈવલ. ૧૫

## (૨) વંદના (ઉમંગ છંદ)

કૈવલં ચિદેનં, અવ્યે ના વયંનં, દ્રિઘનં લઘુયં અમોહં અમસ્તુ. ૧
નિરાલંબ નારાયણં, અહં ન વર્ણયં;
નયેતિ નેર્ણયં, પ્રણાયં પરંતુ. ૨
જપે નં જપાયં, કાયં ન મયાયં;
મનાતીત મગોયં, સ્વયં તમ સમસ્તુ. ૩
જાંહાં ન ધ્યાતા, ધ્યેયં નં વિછંદં;
વિનય જે કરોતિ, વિવર્જિત વસ્તુ. ૪



વિધિવૈ વેદંતં અચંત્યે નચંતં;
સુનાતી સનાતં, જે નાથં અનંતુ. ૫
અગાધં બોધં, લહે જન મહાદં;
કુવેરં તેયં મમ, નમામી નમસ્તુ. ૬

## (૩) સ્તુતિ (ઢાળ ફેર)

જય જય અખંડાનંદ હરિ,
જય જય લોક ચૌદ હરન અરિ; ૧
જય જય પુરણ પદ પરમ રતા,
જય જય અકલ મંત ગગન ગતા. ૨

જય જય સચ્ચિદાનંદ આનંદપતિ,
જય જય જ્ઞાન ચક્ષુ કરન ગતિ; ૩
જય જય ભીડભંજન ભક્તમણી,
જય જય સંકુષ્ટ દુર કરન ધણી. ૪
જય જય સનાતન સરવ રદ્દુ,
જય જય વરધ નહિ હાણ કદ્દુ; ૫
જય જય અખિલાનંદ અચલ અહો,
જય જય આદ્ય અંત મધ્ય રહો. ૬
જય જય અચ્યુત અવ્યય અજર અખે,
જય જય અલખ તુમ કોઈના લખે; ૭



જય જય પુરાતન પુરુષ અજે,
જય જય કરન જુગ દિગવજે. ૮
જય જય યોગ ધ્યાન ધરમ ધીરુ,
જય જય સજ્જન મન સુખદ શીરૂ; ૯
જય જય જક્ત તમ હરન દિનુ
જય જય અસત સત કરન ધિન્નુ. ૧૦
જય જય જીવ ચર અચર ગુરુ,
જય જય ધેનુમણી કલ્પતરુ; ૧૧
જય જય ચૈતન ચિદ્ કરુણાકર,
જય જય કૈવલ હંસ ઈશ સૌવર. ૧૨

જય જય અજોનિ અહો મનુષાતનુ,
જય જય ધારન કીયો કારજ જનુ; ૧૩
જય જય કૈવલ નિજધામ પતિ,
અહો શ્રીમંત કુવેર તેહુ પાયેહો ગતિ. ૧૪

## (૪) ભગવાન કરુણાસાગર કૃત પ્રભાત પદ

### પ્રભાત પદ ૧ પ્રાતઃ કાલ ઉપાસના

મૂક્યને કલ્પના જલપના મન તણી,
તુજ વિના આન્ય નહિ કોઈ દૂજો;
તિરથ વ્રત ને જોગ જગન જપ,
તપ કરી માગતો તહારૂં તું જો... મુક્યને. ૧



નિદ્રાના સુપનમે રાજા ભિક્ષુક થયો,
જાચવા આપને દ્વાર ઉભો;
સ્વપ્નું સમાઈ ગયું જાગ્રત સુખ લહ્યું,
જ્યમ હતું ત્યમ થયું આપ સુબો. મુક્યને. ૨

તમ પદ સાત્વિક સ્વરૂપ સ્વામીતણું,
રજોગુણ રસબસ લુંબો ઝુંબો;
દ્વાદશ દ્વારનું સાર મંદિર રચ્યું,
ઘટઘટ ખટરસ લેવા ચુંબો... મુક્યને. ૩

જીવ તું શિવ તું કાલ કિરતાર તું,
કાલના કાલમે તોય બુજ્યો;

કહે કુવેર અજ્ઞાન અંધેર ટળે,
ગુરુગમ દૃષ્ટિએ મોય સુજ્યો... મુક્યને. ૪

## પ્રભાત પદ-૨

શું કહીએ જંતને ઓળખ્યા નહી કંથને,
સેવ્યા નહિ સંતને માન મૂકી;
ભક્તિ પદ મૂક્તિની જુક્તિ જાણી નહિ,
લંપટ નર તણી બુધ્ય ટુંકી... શું કહીએ. ૧
અનેક વિગત્યે કથી સકલ શાસ્તર મથી,
વાણી પરમારથી નિગમ સાખી;



શઠને શિખામણ તોય લાગી નહિ,
કહી કવિ પંડિત થાક્યા ઋષી... શું કહીએ. ૨
નવ લહે મૂળ ગતિ રતિપતિની મતિ,
માયાનો સ્વારથી વરણ મુખી;
કહે કુવેર નિજ લક્ષ ભજન વિના,
કોઈ નર જક્તમે હોય ન સુખી... શું કહીએ. ૩

## પ્રભાત પદ-૩

સંતકૃપા વિના સુક્રિત નવ સરે, દુષ્કિત જાય નહિ દેહ કેરૂ;
હરખ ને શોક સંતાપ અતિ સંભવે,
દંભ્યે દૂરમતિ લોક હેરૂ... સંત કૃપા. ૧

જીવપણું અતિ ઘણું જુગલ નરનારનું, અહંપદ આપનું દીર્ઘ હેરૂં;
ખબર નહિ જંતને તંતુના અંતની,
સંચિત દ્રવ્ય કરે મેરૂ મેરૂ... સંત કૃપા. ૨
ધરમ આગ્યે ધરે કરમ કંઠે કરે, પાપને નવ કહે આય નેરૂં;
સત્ કુવેર કહે મુઢ કાય નવ લહે,
પુન્ય તાંહાં પાપ નાં હોય ભેરૂ... સંત કૃપા. ૩

## પ્રભાત પદ-૪

નિરખને નિરમળ દષ્ટિએ નૂરને, બ્રહ્મનો ભાસ તે વિશ્વ માંહી;
સુરત નુરતે કરી ગુરુગમ ઉર ધરી,
સાવ નિરંતર એક સાંઈ... નિરખને. ૧



વાપી ને કુપ તડાગ નિરે ભર્યા, ચંદ્ર ને સૂરજ તેજ તાંહી;
બહાર કિલાહાર કિલોલ ક્રિડા કરે,
અચલ અડોલ આકાશ માંહી... નિરખને. ૨
જીવને શિવતે બાંધ્યા કર્મે કરી, ચૈતન એક તે વિશ્વ માંહી;
વિવિધ વિગતે કર્યું જે જેમ તેમ વર્યું,
ભિન્ન ભિન્ન ભેદ તે ભાત માંહી... નિરખને. ૩
ક્ષિતિ પાવક જલ પવન આકાશમાં, તેજમાં તત્વ તું સાક્ષી માંહી;
સત્ કુવેર કહે તુજ વિલસી રહ્યો,
તુજ વિના આંન્ય તે કાંઈ નાંહિ... નિરખને. ૪

## પ્રભાત પદ-૫

આદ્ય મધ્ય અંત કેવલ સર્વોપરી, તે હરિ હું વરી સત સોઈ;
કરમનો ભરમ તે મરમ સમજે શમ્યો,
જક્ત જંજાળની આલ ખોઈ. આદ્ય મધ્ય. ૧
અંતઃકરણની ચતુર ચોરી રચી, વિપ્રગુરુ ધુન્ય મચી સમે વ્રતાઈ;
શબ્દ શરણાઈ ભવ ભાવ ભુંગળ બજી,
શોક સંશે તજી હરખ હોઈ... આદ્ય મધ્ય. ૨
મન વશ મિંઢળ લક્ષ દોરો મહી,
પ્રેમ પિઠિ ચઢી અંગ મોઈ;
સત દૃઢ નેમ દો છેડલા ગાંઠીયા,
સુરતિ સંધાણ વરમાળ પ્રોઈ... આદ્ય મધ્ય. ૩



મનોરથ માંચી મમ હરિ બુજ બાજઠે,
ઓહંગ ને સોહંગ મળ્યા હસ્ત દોઈ;
ઓહંગ ભુજ માહેરો સોહંગ હરિનો કર,
અલખ ઈચ્છા વર ભાગ્ય મોઈ... આદ્ય મધ્ય. ૪
બ્રહ્મ અગ્નિ જગ્યો ચિત ચોરી મધ્યે,
સંકલ્પ શ્રીફળ હોમ હોઈ;
જ્ઞાન ને ધ્યાન વૈરાગ ભક્તિપદ,
મંગળ વરતીયાં ચાર ઓઈ... આદ્ય મધ્ય. ૫
કરુણા કંસાર કરુણાકરે કર લિયો,
વદન માહારે દિયો મદન ગોઈ;

શિશ સમર્પણ વલી મેં કલવો લીયો,
હરિ મુખમે દિયો લાજ લોઈ... આદ્ય મધ્ય. ૬
ધર્મ અર્થ કામ ને મોક્ષ મુક્તિ વલી,
ભામિનીયો મળી અષ્ટ ઓઈ;
ગાવત ધોળ આનંદ અનુભવ અતિ,
જતિ સતિ જનનું મન મોઈ.. આદ્ય મધ્ય. ૭
પુરણ પરણી હરી કારજ ગયું સરી, જનમ ને મરણની ખટક ખોઈ;
કહે કુવેર અવિચલ ગ્રહ સુત્રનું, સુખ મુખસે જો કહી શકું ન કોઈ...
આદ્ય મધ્ય. ૮



## પ્રભાત પદ -૬

કવન કારણ હવે યોગ જપ તપ કરૂં,
ધ્યાન જેહનું ધરૂ તેજ પામી;
નિગમ કહે અગમ નિરાલંબ નિરગુણ પદ,
સો સદ સતૃગુરુ રૂપ સ્વામી... કવન. ૧
વેદ વેદાન્ત પુરાણ ખટ શાસ્તર,
વ્યાસ વિનંતી કરી થકીત હામી;
તેજ પરમેશ્વર પરમ પ્રગટ લહ્યો,
નવ કહ્યો જાય અવિગત અનામી... કવન. ૨
સનક શુકદેવ સિદ્ધ નારદ કપિલ દત્ત,

કબિર સત પાયે જે પદ વિરામી;
સંત સરવ સાખ્ય સંજુક્ત ભઈ મુક્ત મમ,
દેશ ડંકો નહિ વાત છાની... કવન. ૩
ચૈતન આપ ચિદ્ રૂપ ચિત્ત સનમુખ,
ધસ મસ્યો ઉર વસ્યો ગગન ગામી;
કહે કુવેર કિરપા નિધિ કેવલ,
સંગ છોડે નહિ સોહંગ કામી... કવન. ૪

## પ્રભાત પદ-૭

કોટી જનમનું પુણ્ય પ્રગટ હવું, આજ અચરત નવું ભાગ્ય મહારે;
અનંત બ્રહ્માંડનું ભરણ પોષણ કરે, તે હરિ ઉર ધરે નેહ લાહારે... કોટી. ૧



ત્રિગુણાતિત પદ દુર્લભ દેવને, શેષ વિરંચિ શિવ ધ્યાન ધારે
અચ્યુત અવ્યક્ત વિવ્યક્ત તે વર્જીત્,
પ્રણવ પાણ્ય મમ કંઠ ડારે... કોટી. ૨
અંશ ઉછાહની ચાહ ભઈ કામની, ભામની ભાવ ધરી કરે વિહારે;
લેત આલિંગન પરસ પરમાત્મા,
ત્રિયાતન પલપલ નવ વિસારે... કોટી. ૩
આપ અદ્વૈત રહી દ્વૈત સંગે રમે, વિશ્વ વિલાસમે વારે વારે;
નિજ અનુકરમનો મરમ જન જો લહે,
ફરક કર્તા સદા જો વિચારે.. કોટી. ૪
ભવજળ ભરમમે અંશ અનવે ગતિ,
આપ મે આપકો તરે ને તારે;

ડુબતે નરનકુ તીરે તારણવત,
અલગ કર્તા વિના કો ઓધારે.... કોટી. ૫
અવિગત અકલ કરતાર કરુણામયે, સત્ગુરુસે લહે સદ વિચારે,
કહે કુવેર ભવ ફેર ફારગત ભઈ,
પરમપદ મીલહી ભયો સકારે.... કોટી. ૬

## પ્રભાત પદ ૮

સકલ વૈભવ તણું કારજ હવે સર્યું, સચ્ચિદાનંદ આનંદ વરતું;
પિંડ બ્રહ્માંડનું સુત્રસમ શોધતાં,
બોધતાં બુધ્ધ અઘાદ કરતું.... સકલ. ૧
સ્થાવર જંગમ વિશ્વ ચરાચર, જડ ચૈતન સરતું ને નરતું;



વસ્તુ વિચારતાં વિવિધિ વગ નવ રહ્યું,
અખિલ ભવ અંશનો આદ્ય ધરતું... સકલ.૨
જીવ ને શિવ કૈવલ કારણ લહું,
પુણ્ય ને પાપ અવતરનું ન મરતું;
થાપ ઉથાપ મન વ્યાપ સમજે સમ્યો,
જક્ત જંજાલ ઉર આળ ધરતું... સકલ. ૩
અંશ અસમિ અજભવ વિષે ભોગિયો,
જોગિયો જતમત તેજ સ્વરતુ;
કહે કુવેર યાંહાં યુગલ અવિલોકતાં,
હું તારી મોજને આદ્ય સરતુ... સકલ. ૪

## પ્રભાત પદ ૯

મોજ મે મસ્ત અલમસ્ત અનવે ફરૂ, દીન ઉર નવ ધરૂ ભિન્ન ભાગી;
અગમ અદ્વૈતમે દ્વૈત એકતાપણું, જ્ઞાન ગણતી તણું ભાન ત્યાગી...
મોજ. ૧

વિશ્વ વિલાસ અતિહાસ અનવે ગતિ, રતિ પતિની મતિ પ્રેમ પાગી;
અંતઃકરણ ગુણ ઈંદ્રી એકાદશ, સહિત પ્રક્રત મમ વ્રહીત જાગી...
મોજ. ૨

કીટ પતંગ અજ વિષ્નુ એકી વગે, વસ્તુ જોતાં ઉદે અસ્ત આગી;
શિવ શક્તિ પુનિ શેષ સત્ ઈશ્વર, પુષ્ટિ પ્રક્રત ભઈ પ્રત પાગી...
મોજ. ૩



વેષ વિચિત્ર બહુ ભાત વિવિધી વિધ, લક્ષ જોતાં નહી પક્ષ રાગી;
સ્વે સર્વજ્ઞ તંન અહંગ અનભે જગી, દ્વેષ દુતીયો દધી સ્વેત જાગી...
મોજ. ૪

એકોહંગ વ્યાપિ દૂતિ નાસ્તિ ક્રષ્ને કહ્યું, ઇશ પદ શું રહ્યું જુવોને જાગી;
કહે કુવેર સર્વ સાર સિદ્ધાંત એ, નિજપતિ પરમ સુદ્ધ કોહુ ન લાગી...
મોજ. ૫

## પ્રભાત પદ ૧૦

ભરમ તજી ભાવ ધરો ભુરચાં માનવી, જાનવી ગુરુ લક્ષે જ્ઞાન ઝીલો;
જ્ઞાન ગંગા તણું પરસતાં પારખું, અહંગ ઉદ્યોત અઘ ભરમ ભૂલો.
ભરમ... ૧

કામ ને ક્રોધ મન વ્રોધ અહંકાર મદ, સો સદ પરહરી પ્રેમ પીલ્યો;
રાત દિન રસબસ એકતા અનુસરો, ધ્યાન હરદે ધરો માન મેલો.
ભરમ... ૨

નિજ પતિ પરમ પરપંચની પર સદા, રચ મદા તે સદા રહે એકીલો;
અલખ અમાપ લખ માપ મમતા ધરી, અખિલ ચહુ અંશ થઈ ખલક ખિલ્યો.
ભરમ... ૩

સકલ સિદ્ધાંતનું સાર સંતો કને, પ્રિછવા પ્રેર ત્હાં મન મહેલો;
પરમ અરથી સદા સંત અમી અરણવ, પ્રણવ પુરુષ પરશાવે વહેલો.
ભરમ... ૪



આપ નિજ અંશ કિરતારનો લક્ષ જે, સત્ગુરુ અરથ દે તર્ત સહેલો;
કહે કુવેર જંજાળ જન તુ ટળે, જઈ મળે જાંહાં હુતો પુરવ પહેલો.
ભરમ... ૫

## (૫) પ.પૂ. નરવેદસાગર રચિત પ્રભાત

### પ્રભાત-પદ ૧

જાગીએ કૃપાલ કુવેર, પ્રગટ ભાણ ભયેવુ. ટેક.
રવિ પ્રકાશ ભાસ દેખ, ઉડઘન અલપયેવુ. જાગીએ. ૧
પુરકી આદ્ય અખિલ લોક, ખલક ખલભલ ઠયેવું;
ઉલટ સુલટ દેશદેશ કે પંથી મગ વિલસયેવું. જાગીએ. ૨
ઓર સકલ બન વિહંગ, જાગ્રત ઉમંગયેવુ;
નિશિચર નિરખનકે નૈન, ઉલકકે ઉલઝયેવુ. જાગીએ. ૩

ઓર સકલ દ્વાર ત્વાર, જન દરસ ઠાડેવું;
નારણદાસ અનિન આશ, ચરન ચિત્ત ચયેવું. જાગીએ. ૪

### પ્રભાત-પદ ૨

પરહરિએ નાથ નિંદ, ભોર ભયે ભવના; ટેક.
કૈવલ નિજ અંશ કુવેર, કરુણાસિંધુ સહુના. પરહરિએ. ૧
તિમ્રકે પ્રકાશ નાશ, ભાસ દેખ રવના;
પ્રફુલ્લિત ઋતુમાંહી કરત, ગવન શિતળ પવના; પરહરિએ. ૨
કરમયોગી સજન લગે, નિતીકે નેમ નવના;
ઓર ભોગી ભોગ તજે, તનુ ત્રિયા વૈભવના. પરહરિએ. ૩



અંતરયામી લહત સકલ, ટેરતહુ મમ તવના;
નારણદાસ કરત આશ, દરશનકી સદૈવના. પરહરિએ. ૪

### પ્રભાત પદ-૩

ઉઠીએ અનુભવાનંદ, ફંદ ફરક હંસા; ટેક.
કલીમળ હરનન કુવેર, કૈવલ નિજ અંશા. ઉઠીએ. ૧
અતિ ઉજાગર આગર સાગર, જાગ્રત પરમહંસા;
અવિગત મત અરૂઢ અકલ, સકલ પર પરંસા. ઉઠીએ. ૨
દિવ્ય જ્ઞાન ગતિ અમાન, માન મ્રદન કંસા;
જગ જીવ મુક્તાવન પાવન, કરન હરન સંશા. ઉઠીએ. ૩

આયે હો કરતા કુલ દેખનકુ, આપ ઉપાયેકી વંશા;
નારણદાસ કરત આશ, મુખ જોવનકી મંસા. ઉઠીએ. ૪

## પ્રભાત-પદ ૪

ત્યાગીએ કતાર ધિન, ધારણ ભયો દિના; ટેક.
સજ્જનકી સહાય કરન કુવેર, પ્રાણપતિ પ્રવિના. ત્યાગીએ. ૧
વિશ્વ હાસ વિધિ વિલાસ, કરન લાયે જીના;
ઓસભરી ઋતુ પવન ચિન, પલટ ભયેહુ ભિન્ના. ત્યાગીએ. ૨
દંતધાવન કરન ખાવન, ઠાડેહું લઈ વારીના;
ઉષ્ણ ઉદક કરીકે સેવક, હેરત બેર સ્વામિના. ત્યાગીએ. ૩



વેગે જગોમમ નાથ સાથ, સકલ હોત છીન્ના;
નારણદાસકે શ્વાસ પ્રાણ, દરશનકી દધિના. ત્યાગીએ. ૪

## (૬) છોટમકૃત પ્રભાત પ્રભાત-૧

અટપટો દેશ કરૂણેશ કૈવલતણો, સકર્તા સ્વરાજ છે નામ જેનું;
શેષ માહેશ વિરંચી વિષ્ણુ વળી; શક્તિ જ્યોતિ ધરે ધ્યાન જેનું.
અટપટો. ૧
અગણિત ઈંડના અધિપતિ જેટલા, તેટલા તે પ્રભુને આરાધે;
પરંમગુરુનો પ્રતાપ હોય જેહને, તેહને મૂળનો મર્મ લાધે.
અટપટો. ૨

નામને રૂપ ગુણ જ્યાં લગી વિસ્તર્યાં ત્યાં લગી જાણવી સર્વ માયા;
માયાના ઉદરમાં નાના મોટા સહુ, સોહંગ ઈશ્વર ઓહંગ જીવ કહાયા.
અટપટો. ૩

માતનું પોષણ પામી સરવે મચ્યા, તાતની વાત કોઈએ ન જાણી;
કરુણાસિંધુ અવનિ પર આવીયા, ઠેઠની વાત તેમણે વખાણી.
અટપટો. ૪

જે જન જાણશે તે સુખ માણશે, આણશે ઉર વિષે એક કરતા;
છોટમ અટલપદ તે જન પામશે, મટશે સંસારમાં ફેરા ફરતા.
અટપટો. ૫



## પ્રભાત-૨

જગત કીરતારને જીવ ભૂલી ગયા, વિષ્ણુની માયાએ સર્વ વહાયા;
વ્યાસની વાણીનો સાર સમજ્યા નહિ, ગોપીના જ્યારે વિહાર ગાયા.
જગત-૧

કોઈ તો બ્રહ્મને નિરગુણ કહી ભજે, શૂન્યવત સકલ અકર્તા એવું;
ભ્રાન્તિએ તેહને જગત ભાસ્યુ હતું, જ્ઞાન સમજી ઘણું શૂન્ય જેવું.
જગત. ૨

છે છતી આંખને અંધપણું માનવું, એમ બ્રહ્મ જ્ઞાનીની અક્કલ ફૂટી;
આપ ઈશ્વર ગણે કોઈ નવ ઉગર્યા, કાળે તો સર્વને નાખ્યા કુટી.
જગત. ૩

દેહને જીવ પરતંત્ર જ્યારે રહ્યા, આત્મ જાણથી શું અર્થ સરીયો;
અનંત શક્તિના કરતાર ના ઓળખ્યા, દુનિયામાં દેહ શા કાજે ધરીયો.
જગત. ૪

બ્રહ્મ બુદ્ધિ વિના જગત કરી ના શકે, તો તેને બુદ્ધિ તે કોણે આપી;
સર્વ કીરતાર જેને નથી સૂઝતો, તે જન જાણવો પરમ પાપી.
જગત. ૫

કરૂણાસિંધુ તણાં વચન કાને ધરી, કરી લે વિચાર ને સમજ સાચું;
છોટમ સરજનહાર જે ના લંહે, તેનું સિદ્ધાંત તે સર્વ કાચું.
જગત. ૬



**(૭) ભગવાન કરૂણાસાગર રચિત**

**મંગળ પદ-૧**

શુદ્ધ સત્‌ગુરુ શબ્દ વિચાર, જાહેર મન માહેરા;
જોને અહંગ આપ નિજરૂપ, અનુપમ તાહેરા. શુદ્ધ. ૧
સ્વામી અવિગત આપ અવ્યક્ત, શક્તિ જેહેની સર્વમે;
અવિનાશી અકળ અરૂપ, આવે નહીં ગર્ભમેં. શુદ્ધ. ૨
ભિન્ન ભિન્ન દિસે, જીનુ અંશ, તંતુના ભેદમે;
ઘાટ નિમિત્ત મૃત્યુની માંય, આવે નહિ છેદમે. શુદ્ધ. ૩
રવિચંદ્ર દૃષ્ટાંતને જોય, પ્રતિબિંબ ભંડિતા;
નિર પાત્ર ઉભયે વિલસાય, જોત્ય નહિ ખંડિતા. શુદ્ધ. ૪

જેની ઉતપત પરલે નહિ નાશ, વાસ અવિકાશ હે;
તેતો જેમનો જેમ સદાય, સ્વયં પરકાશ હે. શુદ્ધ. ૫
સહેજાનંદ આનંદ અબંધ, પુરાતન રહ્યો જથા;
સત કુવેર દરશ્યા સોય, મિટ્યાં સરવે મનમતા. શુદ્ધ. ૬

## મંગળ પદ ૨

મન મંગળ આનંદ રૂપ, ભયા તબ જાણહી;
જેનો શબ્દ વિવેક વિચાર, સંત પરમાણહી. મન. ૧
જેને પાંચ પચીસ પરાસ, આસ ઉલટી કરી;
તેને રોમ રોમ રરંકાર, રટત હે હરિ હરિ. મન. ૨



જેને બોલત હી બુદ્ધિ હોય, શુદ્ધિ સામા જીવકુ;
તેને પ્રગટે ઉર અહંમેવ, લેવાને પીવકુ. મન. ૩
જેની વાણી તણો વિસ્તાર, અલક્ષના લક્ષની;
છૂટે જીવ શિવ સંશે ભ્રાન્ત, કે પક્ષાપક્ષની. મન. ૪
જેને અનુભવ આઠે પહોર, ખોજ પદ પરમની;
તેને વ્યાપી શકે નહી કાંય,કલપના કરમની. મન. ૫
જેને મન બુદ્ધ ચિત્ત અહંકાર, ચાર અતંઃકરણ;
તેથી નિરવરત્યા નિજદાસ,આશ હરિકે શરણ. મન. ૬
પરમાનંદ આનંદને જોઈ, બુદ્ધિ સર્વે વિસરી;
ભઈ સુરત નુરત એકતાય, કુવેર નવ નિસરી. મન. ૭

## મંગળ પદ ૩

પરમાનંદ સાગર સોય, સદા લગી ઝીલીયે;
સુધા અમૃતપે અતિસાર, પિવાય તેમ પી લીયે. પરમાનંદ ૧
જેના અણુને સોમે ભાગ, નવે નિધ્ય સિધ્યને;
નવ પહોંચે સુરેસ લગાર, કવે કો વિદને. ૨.
જેના ચિતવનમાં જુગ ચાર, સાર કીલા કરે;
સમે ચિતવન ચારૂ મહાંય, કાંય નવ ઉગરે. ૩
જેના રોમ તણો પરકાશ, વાસ સુખ રહ્યો સગે;
જેમાં વર્તે ચૌદેય લોક, સુરિનર અજ લગે. ૪
કોટી રવિ શશિ તેજ ઉદ્યોત, શોભા નક્ષની સહી;
સ્વામી અપરમપાર અલેખ, અલપ ઉપમા કહી. ૫



જેહનો વાર પાર નહી અંત, સંત સરવે કહે;
કહે કુવેર અલપ મતિ જીવ, મહિમા તે શું લહે. ૬

## મંગળ પદ ૪

એવા સાહેબ પામવા સાર, સંતોને સેવીયે;
ન સરે કારજ કિંચિત એક, પૂજા ફળ દેવિયે. એવા. ૧
ગુરુ જ્ઞાન ધ્યાન અવિલાન, અહોનિશ કીજીયે;
આઠે પહોર અંગ ઉમંગ, પરમ રસ પીજીયે. એવા. ૨
તેને નવ રહે જીવ જંજાળ, પાલ મનને વિષે;
નવ વ્યાપે રાગ ને દ્વેષ, રહે સત્‌ગુરુ પખે. એવા. ૩
તેનું સ્મરણ શુદ્ધ વિચાર, સંત નિશ્ચે કર્યા;
કોટી વિષ્ણુ અનંત અપાર, એહી વિધિ ઓધર્યા. એવા. ૪

એવી સાખ્ય સકલની જોઈ, મોઈ દઢતા ભઈ;
સત કુવેર ગુરુના ચરણ, છોડી નવ જાય કહી. એવા. ૫

## મંગળ પદ ૫

ખોજો ગુરુગમ વારમવાર, સાર સુખ પામવા;
રાખો ઉર અંતર અહંમેવ, ભવ દુઃખ વામવા. ખોજો. ૧
શિખ સહસ્ર જનમની હોય, હરિ તે માગતિ,;
તેને પ્રગટે વ્રેહ વૈરાગ્ય, આવે શુદ્ધ ગુરુગતિ. ખોજો. ૨
જેને અજપદ ને કૈલાસ, વાસ મન નવ છકે
સુખ ચૌદ લોકનું જેહ, તૃણાવત્ કરી લખે. ખોજો. ૩
તેની બુદ્ધિ વેગ બલિહાર, જાહેર થઈ ઝુઝવે;
જેના જ્ઞાન ખડકનો ઘાવ, કોઈ નવ રૂઝવે. ખોજો. ૪



જ્ઞાન ખડક ઘાવની પીર, ધીર કોઈ નવ ધરે;
સત્ કુવેર ગુરુ પરતાપ, શબ્દ સનમુખ લડે. ખોજો. ૫

## મંગળ પદ ૬

લાગી જ્ઞાન શબ્દકી ચોટ, ઓટ કીસકી ગ્રહું;
તોડી અજ્ઞાન આવ્રણ ઢાલ, જીવ તો કેમ રહું. લાગી. ૧
સંગી માર્યા પાંચ પચીસ, શિષ સબ ખેદિયા;
કાયા નગરની મહાંય, અમલ ગુરુકા ભેદિયા. લાગી. ૨
કિની દશ દરવાજે સહાય, જાય ચોકી બેસવા;
કામ ક્રોધ લોભ મદ ચોર, દેવે નહી પેસવા. લાગી. ૩
કિની કબજે ચારૂ વરણ, અમલ આપકો કર્યો;
હાર્યો કાયાનગરનો રાય, ગુરુ ચરણે પડ્યો. લાગી. ૪

એવી નિષ્ઠા નમણતા જોઈ, ગુરુરાય રિઝીયા;
કરી કરુણા કુવેર શિર હાથ, ફેરી રાજ દીજીયા. લાગી. ૫

## મંગળ પદ ૭

શુદ્ધ સમજ વિવેક વજીર, ધીર જોઈ આપીયો;
કર્યો કુબુદ્ધિ ઉચાકર જેહ, આગે હુતો પાપીયો. શુદ્ધ. ૧
દિયો દયા જાણીને દયાળ, ધરમ કોટવાળકું;
કિયો કામ કરાવન એહ, નગર રખવાલકું. શુદ્ધ. ૨
શીલ સહેજ સંતોષ ને સત્વ, શ્યામના સંગના;
દિના પલંગ પટાવત ચાર,આપના અંગના. શુદ્ધ. ૩
કિનો સનમાન શુદ્ધ શાહુકાર, કાર નાણા તણો;
જોયે ખરચવા વાપરવા જેહ, દ્રવ્ય આપે ઘણો. શુદ્ધ. ૪



સહુ શહેર કર્યું સુખરાજ, નવે નિધ્ય સિધ્યમે;
તબ ફર ગઈ સત દુવાઈ, રાય રસ રિધ્યમે. શુદ્ધ. ૫
કીનો અમલ અનેરો આપ, કામ સબ કે જમે;
સત કુવેર આત્મ આપ રાય, સુતા સુખ સેજમે. શુદ્ધ. ૬

## મંગળ પદ ૮

જેહને ઈંગલા પિંગલા નાર, સુક્ષ્મણા શાહને;
ઢોળે વ્રેહ વિંઝણીયે વાય, સ્વામી સુખ દાયને. જેને. ૧
ચોથી સુરતિ સોહાગણ જેહ, નેહ કરે નાથસુ;
ધરી તન્ન મન જીવન પ્રાણ, તાળી લે હાથસુ. જેને. ૨
નેક નુરત લગાવે નેંન, બેન રસ રિત્યનાં;
કરે પલક પલક પિયુ પ્રેમ, પોતાની જીત્યનાં. જેને. ૩

શુધ્ય વરતિ સોહાગણ નાર, પ્યાર પિયુને ઘણી;
લહે હેલા માત્રની માંહાંય, હરિનું મન હણી. જેને. ૪
બુદ્ધિ શુદ્ધિ નિધિ સર્વે લેઈ, પૂજાને કારણે;
લાવે નિત્ય પ્રતિ વારંવાર, ધરી મન ધારણે. જેને. ૫
ભક્તિ મુક્તિ જીુક્તિની જાણ, પાણ્ય જોડીને રહી;
કરે સેવા સ્વામીની સદાય, નાર દશધા સહી. જેને. ૬
સિદ્ધિ ખટ દશ પંચ ને દોય, દીસે એની દાસીઓ;
નિધિ પંચ ચતુરધા સોય, સેવાને ખાસીઓ. જેને. ૭
મલી સર્વ સુલક્ષણા નાર, વિહાર હરિસું કરે;
કહે કુવેર આત્મ અણલિંગ, રંગથી રહે પરે. જેને. ૮



## મંગળ પદ ૯

રંગ અંગ આત્મની સંગ, કહુ દૃષ્ટાંતસે;
દેખી વરુણ શીતલ વિધિ હોય, દષ્ટ સુર ક્રાંતસે. રંગ. ૧
સાખ આંન્ય બતાવુ સોય, સંશે સરવ નિસરે;
નવ રહે અંતર એક લગાર, સમજ શુદ્ધિ પરે. રંગ. ૨
રાખી ચમક પટંતરે કાચ, લોહા પુતળી ધરી;
નહિ ચમકને ચિંતવન કાંય, ચૈતન થઈ પરવરી. રંગ. ૩
જઈ ખાપ રહી ખટકાય, સાંઈ ભેટ્યો નહિ;
ધાતુ પુતલી રૂપ રંગ સહિત, રહી અહીની અહી. રંગ. ૪

કાચ ચમક બીચે ફરે પાણ્ય, આણ્ય પલમે પરે;
છોડી કાચ કામની ત્યાંય, કાંઈ લટકાં કરે. રંગ. ૫
દેખી ચમક ચપળતા નાર, પ્યાર પિયુનો સહી;
એનો સ્નેહ શિરોમણી સાર, ચમકને ચિંતવન નહી. રંગ. ૬
સ્વામી સમ્યક રહ્યો સમતોલ, ઓલ મન માયને;
નિચે વર્તે સહુ સંસાર, સાંમ્રથની સહાયને. રંગ. ૭
ઘાટ નિમિત્ત મૃત્યુ કરે કાળ, પાલ પલમે પરે;
તાતે વૃદ્ધિ પામે સંસાર, મરે ને અવતરે. રંગ. ૮
નવ મંગળ નવ નિધિ જ્ઞાન, ધ્યાન હરદે ધરે;
ઉત્કૃષ્ટપણે પતિ પાય, કુવેર જે પરમ પરે. રંગ. ૯



## (૮) શ્રી નરવેદસાગર મહારાજ રચિત મંગળ

### મંગળ-પદ ૧

શ્રીગુરુ પ્રગટે આપ, સુગમ નરદેહ ધરી;
જન અનેકકી સુરત, ચરણમેં જઈ વરી. શ્રી ગુરૂ...૧
વરી નિજ સુરત ચરણ, મૂરત મન ભાવતી;
સ્વરૂપ શોભાકો ન અંત, સંત પામે ગતિ. શ્રી ગુરૂ...૨
સંત સજ્જનના સમોહ, આનંદ નિત્ય થાય છે;
નિગમ વદે યશ જેહ, ગુણિજન ગાય છે. શ્રી ગુરૂ...૩
ગાય ગાંધર્વ શારદ શેષ, દેશ ઉનમાંનહી;
નવ પાવે બુધ્યકી બાથ, અનુભવ જ્યાં નહિ. શ્રી ગુરૂ...૪

જ્ઞાન મૂરત ગુરુકો રૂપ, સ્વરૂપ દેખાવન;
લહે ના પ્રકૃતિ જીવ, હોય કયોં પાવન. શ્રી ગુરૂ...૫
તે માટે ધર્યો હે સ્વરૂપ, શોભા જન કારણે;
વૃત્તિ અંતઃકરણ અવિલાન, ધારે ધ્યાન ધારણે. શ્રી ગુરૂ...૬
નિજ રૂપકો અખંડ, અલૌકિક દેશમેં;
આપ અંશ પરોજન કાજ, આયે વિપુ વેશમેં. શ્રી ગુરૂ...૭
વેશ સુઘડ સર્વજ્ઞ, તજ્ઞ તદ્‌વત રહે;
એવા પરમગુરુ શ્રી કુવેર, યાંહાં વાંહાં સત રહે. શ્રી ગુરૂ...૮
યાંહાં રહી ગ્રહે જન બહાંય, તાંહાં પઠવાવહી;
નારણદાસ ગ્રહીએ ચરણ, રહી ગુણ ગાવહી. શ્રી ગુરૂ...૯



## મંગળ પદ-૨

એ મૂરતિ મંગળકરન, ધ્યાન હરદે ધરો;
નવરંગી નવલકીશોર, ઓર સબ પર હરો. એ મૂરતિ...૧
ઘનશ્યામ સ્વરૂપ કો સાર, પાર નિકસે નહિ;
ગતિ અગમ અગોચર અર્થ, કોય બિકસે નહિ. એ મૂરતિ...૨
બરણું વિપુકો વિલાસ, વિભુતિ તનકી;
દેહ ષોડશ ચિંન સંજુક્ત, સુરત વરી જનકી. એ મૂરતિ...૩
વરી સુરત નિજ ચરણ, શરણ અઘ જાય છે;
નિત્ય આનંદ અંશ કલોલ, અહોનિશ થાય છે.એ મૂરતિ...૪

દેખી આનંદ અંશ સમોહ, મોહ વરતી પરહરી;
એવા નિર્મળ જનને કાજ, કૃપા દૃષ્ટિ કરી. એ મૂરતિ...૫
કરુણાના દાતા જેહ, નેહ ઉપજાવહી;
હુલાસ ધરીને જે અંશ, શરણપેં આવહી. એ મૂરતિ...૬
શરણ આવ્યા જે અંશ, કરી શુદ્ધ ભાવહી;
સહુ સજ્જન સમોહનો સાથ, ધામ પઠવાવહી. એ મૂરતિ...૭
પઠવાયે અંશ અનેક, હજુરી નર જે રહ્યા;
બિન હજુરી જીવ, કાળ વશ થઈ વહ્યા. એ મૂરતિ...૮
અંધા લહે ક્યોં અરક, સુરત નહિ ઉનકી;
પરમગુરુ કો પ્રગટ, ગતિ નહિ તનકી. એ મૂરતિ...૯



અલખ અજ અદ્વૈત, દ્વૈત વિપુ તે કરી;
શ્રીમંત કુવેર જન કાજ, આયે નર તનુ ધરી. એ મૂરતિ...૧૦
દાસ નારણના જે પ્રાણ, આધારી આપ છો;
બંદી છોડ ગરીબ નવાજ, અદ્યાપી થાપ છો. એ મૂરતિ...૧૧

**મંગળ પદ-૩**

આદ્ય સકત સ્વરાજ, કરુણેશ કૈવલ;
લહે કર્તા વિશેષણ જેહ, પતિ એકલમલ. આદ્ય...૧
આદ્ય જક્તની જે ઉત્પન્ન, સોહી વિલસી રહ્યું;
ભિન્નભિન્ન વરતે વહેવાર, વિપુવત થઈ રહ્યું. આદ્ય...૨

સક્રત સજીવન અંશ, પ્રેર્યાં જડ તત્વમેં;
સમલિત કીયા ઉન સંગ, રંગીત ભયે તત્વમેં. આદ્ય...૩
સ્વરાજ કરે નિજ આપ, થાપ નહિ કોઈનો;
ઉપજાવે વ્રતાવે અદ્યાપ, મત સત સોઈનો. આદ્ય...૪
જેની આણ્ય ફરે ચૌ ઓર, ચતુરદશ લોકમેં;
એથી બીજો નહિ બળવંત, વરતે એના થોકમેં. આદ્ય...૫
તે માટે કહીએ સ્વરાજ, ઉપજાવી હરે;
મદસુદન જેનું છે બ્રદ, ચઢ્યો મદ એ હરે. આદ્ય...૬
કરુણેશ કરુણાના ઈશ, આપી સર્વ દેવને;
વરતાવે રહી નિજ આપ, ભિન્ન ભવ ભેવમેં. આદ્ય...૭



શશિ સૂર વાયુને અનલ, પ્રજન પૃથ્વી કહી;
રજો તમો સાત્વિકને શક્ત, નિરંજન તે સહી. આદ્ય...૮
અહંકાર અચંત સ્વકાશ, ઈન્દ્રી દિગપાલહી;
અશ્વિનકુમાર સમેત, વ્રતે કરુણા લ્હી. આદ્ય...૯
આંન્ય દેવ અવર જેહી હોય, તેહી વરતાવહી;
તે માટે કરુણાના ઈશ, સબે કરવાવહી. આદ્ય...૧૦
કૈવલ વળ વિનુ વસ્ત, ઉદે અસ્ત જ્યાં નહિ;
તે ખાવન ખુદ મહારાજ, કાજ કરે તે સહી. આદ્ય...૧૧
એ પંચ વિશેષણ કર્તા, વિના નહિ કોઈને;
અદ્વૈત એક અખંડ, સકર્તા સોઈને. આદ્ય...૧૨

એવા માલિક જે મહેરબાન, મોજ મજબુત કરી;
અંશ પરોજન કાજ, કર્તાએ તે આદરી. આદ્ય...૧૩
તન તખત મહેલ કી સેલ, કરન અંશકુ કીયા;
સહુ રિધ્ય ભરી તે માંહાય, દયા કરીને દીયા. આદ્ય...૧૪
બહુ મોજ દીયે મહારાજ, કાજ જન કરનેકુ;
તે લહ્યા નહિ નિજ તાત, થાપ પતિ અપનેકુ. આદ્ય...૧૫
પઠ્યે અંશ ઈત આપ, પાય વિપુ વશ ભયે;
નિજ તાત વસે જેહી ધામ, હામ હંસ નવ ગયે. આદ્ય...૧૬
હંસ ગયે ન સ્વધામ, અટક ઈત હી રહે;
મોઈતે અધિક પ્રિયે જાણ, કે ભવ ભરમત રહે. આદ્ય...૧૭



ફસે નિગમ ખટ શાસ્તર, પુરાણ પર પ્રિતહી;
કુણ મમ કુણ કીરતાર, લહી નહિ રીતહી. આદ્ય...૧૮
પંથ ચલે ન તેહી રીત, પ્રિત પતિ પેં નહિ;
ઉપજાવ્યાનો શો અરથ, વરથ પતિને કહી. આદ્ય...૧૯
તબ ખાવને ખચીત, ઉમેદ ઉપજાવહી;
મમ બિનુ મેરા અંશ, તે કુણ ચેતાવહી. આદ્ય...૨૦
ફના કરું તેહી ફંદ, ફસ્યા અંશ જાહીમેં;
મહા મિંગલ મત માંહાંય, વસુ જાઈ તાહીમેં. આદ્ય...૨૧
ધર્યું નિજ દિવ્ય સ્વરૂપ, ચિંન સંજુક્તહી;
શંખ ચક્ર ગદા પદ્મ આદ્ય, કરન જન મુક્તહી. આદ્ય...૨૨

અલખ અજ અદ્વૈત, દ્વૈત વિપુતે કરી;
પરમગુરુ શ્રીકુવેર, પધારે નર તનુ ધરી. આદ્ય...૨૩
જ્ઞાન ખડક લેઈ હાથ, હતન સબ મત કીયે;
અંશ ચેતાવી અનેક, શરણ પે કર લીયે. આદ્ય...૨૪
ધન્ય ધરણ જન સંત, ધન્ય દેદારકો.
ધન્ય નારણદાસ જન શરણ અવતારકો... આદ્ય... ૨૫

### (૯) મંગલ આરતિ

મંગલ આરતી કરત મોદિત મન, ઉર અંતર આનંદ ભરી. ટેક.
તનકી આરતી તત્ત્વ પંચમુખ, ઈન્દ્રિ એકાદશ બાતી કરી.



તુપ પ્રકૃતિ ભિજાઈ બતીયાં, બ્રહ્મ અગ્નિ સે જ્યોત જરી.
મંગલ. ૧
અગ્રબતિ વૈરાગ વિશેષણ, પ્રેમ પુષ્પ ધર્યો હાર હરિ,
જ્ઞાન ઘડીયાલ ગિરાજન કારન, લોક ચતુર્દશ ખબર પરી ! મંગલ. ૨
ચિતવન ચંદન ચૈતન અરચન, અનુભવ શંખ લીયો સમરી,
અધુધુધુ શબ્દ અગમ અગોચર, સદ્‌ગુરુ કહત પોકાર કરી. મંગલ. ૩
લક્ષ નિરાજન નિરખત નિશદિન, પતિ સનાતન ભાવ ભરી,
કહે કુવેર એસે હરિકુ, તનમન સહિત રહો સમરી ! મંગલ. ૪

### (૧૦) સ્તુતિ વિનંતી (હુલ્લાસ છંદ)

અહો નાથ નાહમ્ જાનામી જાનામી,
મંદં મમ્ મતિયં તમો સદ્ ગતિયમ્

હોહું આપકુ સર્વ પહેચાનમ્ દિવ્યાનમ્,
તનુ તત્વેતાયામ્ રતિયમ્ રતિયમ્. ૧
અહો નાથ નાથમ્ નિર્વાણમ્ નિરાલંબ
ત્રિકાલમ્ નિહાલમ્ વિકાલમ્ નયેતિ,
સસ્વમ્ સર્વ ભૂતાનમ્ સપ્રાણમ્ સતંત્રમ્
વિત્રેણમ્ વ્રતાર્ણમ્ કર્તારમ્ સખેતિ. ૨
અહો નાથ હો તુમ વિધ્યાનમ્ સિધંતમ્,
વિતમ્ સત્નિદાનમ્ સમાનમ્ ધાનામિ,
શ્રવ્યાણમ્ મંત્રેણમ્ કલેદં વહં અંત્રેણમ્,
ચૈતનમ્ કરનારમ્ પ્રેણંતમ્ નમામી. ૩



અહો નાથ સ્વાધમ્ સર્વજ્ઞમ્ ન વાદમ્,
અનંતમ્ અગાધમ્ બોધંતમ્ સનાદુ,
વિશ્વતમ્ વિલાસમ્ સોહંસમ્ અધ્યાસમ્,
વિલંતમ્ વિનાસમ્ સદાતુમ્ અનાદુ. ૪
અહો નાથ આરમ પુનિ-પદ પ્રારમ,
નાધારમ્ આધારમ્ અપારમ્ નિરંતુ,
તત્વ સ્વમ સમાસમ્અખંડમ્ અનાસમ્
સપ્રતમ્ સલોમમ્ ઉતપતં તમ્ કરંતુ. ૫
અહો નાથ ક્ષાતમ્ નરપક્ષમ્ અજાતમ્
વિવિધમ્ તમ્ વિભાષમ્ એકોહમ અદ્યાપિ

આરંધમ્ ઉરંધનં મધ્યાનમ્ મહંતુ,
અથાહમ્ અથાહમ્ અથાહમ્ અમાપિ. ૬
અહો નાથ સ્વામી મનુ તન ધરામી,
અકામમ્ સકાયં જીવમ પરમ્ અરથુ;
ભયે ભેખ ધારમ્ સશાન્તિ સકારમ્.
હરંતમ્ વિકારમ્ હકારમ્ સમર્થુ. ૭
અહો નાથ આની કૈવલમ્ નિશાની,
સોહુ હમ્ જાની અપોઆપ આપમ્,
અંતતમ્ આક્રંતમ્ પ્રકાશમ્ પ્રવેણમ્,
નરવેદ્દમ્ વિજ્ઞાનમ્ વંદો લક્ષ વ્યાપમ્. ૮



અહો નાથ હો હમ્ શરનમ્ તુમારમ્
રખો નિત નિત્યમ્ સદાયમ્ સધામી,
અગુનમ્ અનેકમ્ અહંત્વમ્ સહેકમ્
કૃપાલમ્ દયાલં કુવેરં અકામી. ૯
અહો જકત નાથમ્ સર્વ માત તાતમ્,
અનાથમ્ કે નાથમ્ સહેજાનંદ સભાવું:
અખીલમ્ સમાનમ્ દષ્ટિયમ્ ધરંતમ્,
કરૂણાયમ્ કુવેરમ્ કધિનમ્ કભાવું. ૧૦

**દોહા**

ભક્તિજ્ઞાન વૈરાગકે, સકલ શાસ્ત્ર ફલ ટેર,
સહુ સમ્પતિ સુખ પાઈયે, ભેટત સાહેબ કુવેર. ૧

ચિદાનંદ ચકવે પતિ, ગતિ કરન મન શાંત,
આયેહુ જુગ દરશાવવા, ઘટઘટ કૈવલ્ ક્રાંત. ૨

રોમ રોમ રગ રગ ગતિ, મતિ મનોહર જ્ઞાન,
દિવ્ય દેશ વિવિધિ વિધ, કરી ગયે સકલ પહેચાન. ૩

ઉચરે ગ્રંથ અગાધહી, કલીમલ હરન અજ્ઞાન,
નાથ કરનકુ દે ગયે, સજ્જનકુ પયે પાન. ૪

## (૧૧) ગુરૂ પૂજનનો મંત્ર

ગુરૂબ્રહ્મા ગુરૂવિષ્ણુ, ગુરૂદેવો મહેશ્વર,
ગુરૂ સાક્ષાત્ પરબ્રહ્મ, તસ્મૈ શ્રી ગુરૂવે નમઃ ૧



ધ્યાનમૂલં ગુરૂમૂર્તિ, પૂજામુલં ગુરૂપદં,
મંત્ર મૂલં ગુરૂવાક્યં, મોક્ષમૂલં ગુરૂકૃપા. ૨

બ્રહ્માનંદં પરમ સુખદં, કૈવલં જ્ઞાન મૂર્તિ,
દ્વંદાતિતં ગગન સદ્રસં, તત્વસ્યાદિ લક્ષં. ૩

એકં નિત્યં વિમલં અચલં, સર્વાધી સાક્ષી ભૂતં.
ભાવાતિતં ત્રિગુણ રહિતં, સદ્ગુરુ ત્વં નમામિ. ૪

## (૧૨) ગુરૂ પૂજનનો ધોળ

ગુરૂ આવો પ્રેમે કરૂં પૂજા રે,
મારે તમથી રે મારે તમથી અધિક-
દેવ નહિ દુજા રે ગુરૂ આવો. ટેક.

મેં તો પ્રેમ પુષ્પહાર ગુંથ્યો રે,
માંહી મન મોગરો ખૂબ મૂક્યો રે,
તત્વ તિલક રે તત્વ તિલક હું તો -
નથી ચૂક્યો રે ગુરુ આવો. મારે. ૧
ગુરુજી ચુક હમારી ક્ષમા કરો રે,
હું તો ધ્યાન તમારું ધરી રહ્યો રે,
ગુરૂએ અખંડ રે ગુરૂએ અખુટ-ભંડાર
મારો ભર્યો રે ગુરૂ આવો. મારે. ૨
ગુરૂ મારા ચાર મુખની બોલ્યા વાણી રે,
ત્રણ વાણી કલ્પિત મેં તો જાણી રે,



ગુરૂના મુખના રે ગુરૂના વચનોમાં
સુરતા-સમાણી રે ગુરૂ આવો. મારે. ૩
કહે ગણપતના શિષ્ય ગંગાદાસ રે,
મુજને ચરણકમળની આશ રે,
ગુરૂજી રાખો રે ગુરૂજી રાખો
નિત્ય શરણની પાસ રે ગુરૂ આવો. મારે. ૪

## (૧૩) શણગાર આરતિ

આરતી મહારાજ રાજકી, મંગલ મનોરથ ભાવ ભરી; ટેક.
અગ્ર કપુર સુગંધ સોહાવત, બાતી એકાદશ અગ્ન જરી. આરતી. ૧
ભાલ તિલક કેસરકો જ્યૌ રાજે, ચમ્મર શિર પર છત્ર ધરી,

કૌસ્તુભમણિ ઉરતંતહી શોભા, નિજાનંદ ઘનશ્યામ હરિ-આરતી. ૨
બાજિંત્ર બહુ વિધવિધ બાજે, નિગમવદે યશ હેજ કરી,
શારદ સુર સમીપ સબઠાડે, અજભવ શ્રી પતિ સુરતધરી-આરતી. ૩
સંત સજ્જન જનત્રિયા સબઠાડે, અટકીસુરત કર યુગલ જોરી,
ક્યે ઉત્પન્ન અંશ આપયુ જાની, દષ્ટ કરૂણા, સર્વપર પસરી-આરતી. ૪
દાસ નારાયણ આરતી કીજે, રીઝ પદરજ અધિકારી,
સર્વાતીત ઈશપદ સબકે, સોઈ પ્રભુ ખેલેજન સંગહરિ-આરતી. ૫

## (૧૪) સ્તુતિ મંગલાચરણ

ૐ વંદુ ગુરુચરણ, શરણ સામથ્ર કરતારન;
જીનું માનત જુગ ઈશ, ધીશ દશુ શિર સરદારન. ૧



સકલ દેવનકે દેવ ભેવ, વીત વરજીત વિલોકહુ,
સર્વાતીત સરવજ્ઞ અંગ, અનુભવ અવિલોકહુ. ૨
પ્રથમ અંગ ચર ચેન યેન, ધરે વિપુ વિલાસિક,
કરત નિવાસ જન સંત સુખદ, નિજ ભોવન સુધાયક. ૩
દિવ્ય તનુ ઘનશ્યામ, બદન પર ચંદ્ર બિરાજીત,
દ્રિઘન કમળ દધિ મહાંય, કૃપાનિધિ સુરત નિઘારિત. ૪
ચરણ ચિન બરનેહુ, સંત સહુ સૂનો સજન જન,
મંગલ કરન વિઘ્ન હરન, ધરત ધ્યાન પાવન કરન. ૫
કરૂણાનિધિ ભગવાન, કરૂણા કરી જગ પર ઘાડી,
દ્વૈત મદન મન મોદ, અંશ રખી ફેડી સબ ઝાડી. ૬

શ્રીમત્ કુવેર શરણ પ્રણામ, કરું કર જોડી;
નારણદાસ સ્તુતિ, કરુણા કરો મતિ મમ ભોરી. ૭

### (દોહા)

મંદ મતિ મમ જાનકે, બસો હૃદયમે આય;
ઈચ્છા અંતર ઉપની, ગાવા ગુણ મહિમાય. ૧
મૂંગે યૌ ઈચ્છા કરી, મેં ટેરૂ ચૌદેઈ લોક;
પંગુ મનોરથ યૌ કરે, ચઢુ મેરૂ એ ફોક. ૨
સજાણકુ શી વિનંતી, સર્વજ્ઞ સાક્ષાત્,
નારણદાસ નિમિત માત્ર, આરોપણ વચનાત્. ૩
શ્રીમત્ કુવેર કરૂણા કરી, તબ કરું અક્ષરકી છાણ્ય,
જ્યૌ ગાંધર્વ બાજા વિષે, બજાવે તેસી વાણ્ય. ૪



### (૧૫) સ્તુતિ

સોહમ સદ્ગુરુ દેવ, દેવાધિદેવ દયાલમ,
મહા મંગલમય મુરત, સુરત સુખરૂપ રસાલમ. ૧
દિવ્ય તનુ ઘનશ્યામ હામ, હદ સબહી પેલાયત,
પ્રસિદ્ધ પ્રૌઢ પતિ મહાદ, અંશ સબ તાંહી મેલાયત. ૨
એસેહી પરમગુરૂ મહાદ, શાંત સદંરૂપ અનોપમ,
સક્રત અંશ સેવિત, વિભૂતિ કરન નિરૂપમ. ૩
ષોડશ ચિન્હ સંજુક્ત, તનુધર તેજ અપરબલ;
વિભૂતિ સોલ સંજુક્ત, કલા ખટદશ જીનું કલ. ૪
ઐશ્વર્ય જીનું મહાદ, મનોરથ પુરે મનકા;
કરન જુગ જણવેશ, પ્રગટ કીયે જ્ઞાનકા ડંકા. ૫

ભોવન ત્રીયે ટહંકાર, જ્ઞાનગમ ગર્જત અદ્દભુત;
અનંત અંશ વિખરે હું, મિલન પતિ તાય કરન જુથ. ૬
ઉપજાવન આનંદ અહંમેવં, કરૂણામય કરતા;
શરણ લઈ સબ અંશ, અનંત જન્મ અઘ હરતા. ૭
કીયે નિરમળ તનુ અંશ, વંશમે તાય મેલાયત;
અંશ કેતુ ન્હેકરમ કર્મ, સબ તાય છોડાયત. ૮
એસે પરમગુરુ પ્રગટ, સજ્જન સુખકાજ તનુ ધર;
શ્રીમંત કુવેર સર્વજ્ઞ, ગતિ પસરે અચરાચર. ૯
જાહાંજાહાં પરમગુરુ પ્રગટ, સમીપ નારણ નિજદાસાં;
જુગજુગમાં જણવીત, કરન વિજ્ઞાન પ્રકાશા. ૧૦



(૧૬) પરિક્રંમા-૧

ચાલો સંત સજ્જન પ્રકંમા પ્રભુની કરો જો,
શ્રીમંત કુવેર ચરણ શિશ પ્રીતે ધરો જો. ચાલો. ટેક.
કદમ એક કોટિ યજ્ઞ ફળ પામશો જો,
ચોરાસી લક્ષ જનમ કેરૂ દુઃખ વામશો જો. ચાલો. ૧
ચતુર આંટી ઘાંટી ખાણ ચતુરની ટળે જો,
પંચમી પ્રકંમાયે અચળ પદવી મળે જો. ચાલો. ૨
કનક દંડવ્રત નમી પાયે જે પરે જો,
સપ્ત ગોત્ર લઈ પરમ પદ પરવરે જો. ચાલો. ૩
ચરણ સેવા સુખની શિર સાધન સૌ ફળે જો,
ગ્રહી ચિંતામણી જેણે હાથ ધારે તે મળે જો. ચાલો. ૪

બીનું ચેન ચરણ ચાહો મત કોઈના જો,
પ્રગટ જક્ત ગુરૂ શરણ ગ્રહો ઓયના જો. ચાલો. ૫
સુખના સાગર દુઃખ નિકંદન કરનાર છે જો,
ભયે દર્શન ધન્ય તેનો અવતાર છે જો. ચાલો. ૬
ખુદ ખાવન ખલક પાવન કરન આવીયા જો,
અખંડ જ્ઞાન ચરણ ચેન જોને લાવીયા જો. ચાલો. ૭
અંકુશ અમર કુલીશ કમળ જવ્ય શોભીતા જો,
ધ્વજા ધેનું પદ શંખ ચક્ર ઓપિતા જો. ચાલો. ૮
સ્વસ્તિક જંબુ ફળ કલશ સુધા સાર છે જો,
અર્ધ ચંદ્ર ખટ કુન મીન આકાર છે જો. ચાલો. ૯



બિંદુ ઉરધ રેખા અષ્ટ કોણ અંગમાં જો,
ઈંદ્ર ધનુષ ત્રીયે કોણ ધારી તનમા જો. ચાલો. ૧૦
કરૂણા સિંધુ કુવેર પ્રગટ જુગમાં હરિ જો,
અંગરંગ અનંગ છબી સુરત ત્યાંહા વરી જો. ચાલો. ૧૧
સોળે કળા સંપૂર્ણ સર્વે સાજ છે જો,
નારણદાસ કહે એવા મહારાજ છે જો. ચાલો. ૧૨

**પરિક્રંમા - ૨**

કૃપા સિંધુ શ્રીમંત્ કુવેર મુજને મળ્યા જો,
જન્મ મરણ ભય સંશે સર્વે ટળ્યા જો. કૃપાસિંધુ. ટેક.
સુખ સદન મૂખ બેન યેન સંતનું જો,
કરૂણા દ્રષ્ટ પાયો મૂળ નિજ તંતનું જો. કૃપાસિંધુ. ૧

સજન સહાય કરન કાયમ કર્તા હરિ જો,
અખિલાનંદ ખિલે ખલકપે કરૂણા કરી જો. કૃપાસિંધુ. ૨
કામધેનુ કલ્પતરૂ ચિંતામણિ જો,
ચરણ કમલ સુખ શિરતા તે ઘણી જો. કૃપાસિંધુ. ૩
નિજાનંદ ગુરૂ ઘનશ્યામ મૂરતિ જો,
દિક્ષા લેઈ અંશ ચરણ પ્રોઈ સુરતિ જો. કૃપાસિંધુ. ૪
મિરાલ મગ ચરણ ચાલ ચતુરા હરિ જો,
પ્રગટ દેદાર સુખ મુખ બેન સુરસુરિ જો. કૃપાસિંધુ. ૫
નેત્ર વદનચંદ્ર ભ્રગુટી નિજ ઓપતી જો,
અનંત અનંગ છબી સુરત જન રોપતિ જો. કૃપાસિંધુ. ૬



સુધા સાગર શ્રીમંત્ કુવેર સુખદે ભર્યા જો,
દાસ નારણ બિંદુ એક ચરણમાં વર્યા જો. કૃપાસિંધુ. ૭

**પરિક્રંમા-૩**

અલ્યા પૂરવેની પ્રીત જેને હસે જો,
ચરણ શ્રીમંત્ કુવેરને તે વસે જો. અલ્યા. ટેક.
છાયા હમાહુની જે જનપર જશે જો,
ક્ષિતિરાજ સુખ સાજ તેને થશે જો. અલ્યા. ૧
અનલ ઈંડ છોડી રહી ગગને વસે જો,
સુલઝે ઈંડ બાલ માત ભેગા થશે જો. અલ્યા. ૨
કુંજી દૂર ઈંડ છોડી ચારે ધસે જો,
અપત્ય આશ બાલ માત ભેગાં થશે જો. અલ્યા. ૩

સુકતી શરદ ઋતુ પ્રિત બુંદની હસે જો,
નિપજે મૂકત મહા ઠામ તે પામશે જો. અલ્યા. ૪
પતંગ પ્રિત દિપ સાથે જઈને ફસે જો,
તજે પ્રાણ ક્ષણુ એક દૂર નવ ખસે જો. અલ્યા. ૫
ચકોર ચંદ્ર પ્રિત લગ્ન અગન પર ધસે જો,
ભેખત જીવત અંગાર દગ્ધ કરી નવ શકે જો. અલ્યા. ૬
નિજાનંદ ફરક ફંદ ગરક જ્ઞાનસે જો,
કરૂણા સિંધુ કુવેર મિલે ભક્તિ પ્રેમસે જો. અલ્યા. ૭
નારણદાસ ચરણ આશ ચિતમાં વસે જો,
હૃદય કમળમાંથી પ્રભુ દૂર નવ ખસે જો. અલ્યા. ૮



## પરિક્રમા - ૪

સંત સજન સૂણો સિપાઈ સત ગુરુતણા જો,
શસ્ત્ર સજ કરી આપ્યાં તો તેમાં નહી મણા જો. સંત. ટેક.
હમીલ આદ્યહંમેશ ડાળી માળા કોટમે જો,
ફરૂ નિરભે ડરુ નહિ કાળ ચોટમે જો. સંત. ૧
ખમૈયા ખાંડુ ધીરજ ઢાલ જમૈયો જતમતે જો,
કામ દહન કટાર કશ્યો નિજ સત વતે જો. સંત. ૨
બુદ્ધિ બંધૂક મનકો બારૂત ગોળી ચિત્ત ચળે જો,
અહંકાર અગન પલીતો પ્રેમનેમ સર્વ પળે જો. સંત. ૩
શબ્દ ધનુષ સુરત સર ગ્યમ ભાથો ભર્યો જો,
જ્ઞાન બળે ભક્તિ કળે ત્યાગ દીયો પરો જો. સંત. ૪

ધર્મ બકતર ઢાંકણ શરીર કેરૂં કર્યું જો,
અનિત્ય દોષ કરમ દેહ થકી રહે પરું જો. સંત. ૫
ભાવ ભલક નેકના નેજા ત્યાંહાં ફરફરે જો,
દુષ્ટ દુબુદ્ધિ દલ દેખીને તાંહાં થરથરે જો. સંત. ૬
અશ્વ ઉમંગ લેહે લગામ છોગાં છમછમે જો,
ભોવન ચતુર્દશકી પાર કદમ ધમધમે જો. સંત. ૭
સહેજ પલાણ સમજ ચાબુક કરમે ગ્રહ્યો જો,
ઉમંગ અશ્વ ચલાવવાનો ભેદ સર્વે લહ્યો જો. સંત. ૮
એ સબ સાજ સજકે સાનિધ્ય ગુરૂને ગયો જો,
ઉભો કુનસ્ત કરીપટ્ટો દયા ધરીને દીયો જો. સંત. ૯



શ્રી સરકાર શ્રીમંત્ કુવેર મહારાજ છે જો,
નારંણદાસ ખાના જાતના ધિરાજ છે જો. સંત. ૧૦

## (૧૭) શ્રી નરવેદસાગર રચિત

## ગુરુ અષ્ટક-૧

પ્રથમ વંદુ ગુરુ સત સ્વામી, સકલ ગુણ ગતિ સાગરં,
તા ચરણ રજ લઈ ધરું શિરપર દ્યો ગતિ અગમ ઉજાગરં. ૧
ત્યાગ ભક્તિ પુનિ પ્રેમ જ્ઞાન નિજ, અખંડ અનુભવ દીજીએ,
કરી કરુણા પ્રભુ દીન જાણી, જન આપનો કર લીજીએ. ૨
જયેતી જયેતી જુગ તાત સ્વામી, અંતરયામી આપ હો,
ઉપાયે અંશકુ દક્ષ દેવા, જ્ઞાન મેવા લાયે હો. ૩

અમૃત ફલ નિજ મોક્ષ લાયે, પાયે સંત સજન ભયે છકિતં,
દુષ્ટ જીવ દુરમતિ કે ઘેર, ન પાયે ભયે દુખીતં. ૪
ઉભયે જનકુ સુખ સાહેક, સૂણો સંત સચેતનં,
જ્ઞાન હિન જગ ભિન્ન જડવત, સ્થાવર સમ મનુવેતનં. ૫
ઉમંગ નહિ નભ ઘનન ગર્જત, વરસત નહિ બીનું પ્રોજનં,
સિંચત બાગ જબ શિર નિયંતા, કાજ અકાજ સબ પ્રોક્ષનં. ૬
ઉપજ સમી ફલ બીજ વાડી, બિનુ ફલ વૃક્ષ અખંડનં;
લાભ લીન ભિન્ન વૃત્તિ નાયક, સિંચત નહિ તરૂ વૃંદન. ૭
વિશ્વ બાગ કર્તા વૃત્તિ પ્રેરક, સિંચત ઘન સુખ દાયકં,
જ્ઞાન જંદિપ જગત્યે સબ જાવે, મનુષ્ય શ્રેષ્ઠ ન સહાયકં, ૮



સ્થાવર જંગમ સમ સૃષ્ટિ, પુષ્ટિ કરન પ્રીછયું તે નહિ,
બિનુ પુષ્ટિ પરલે સબ જાવે, ફેરી રચતાં પ્રેહેતન સહી. ૯
નિજ પતિ ઈત હેર આજ્ઞા દેઈ, આપ અંશ પઠાવનં,
બિનુ નિજ જ્ઞાન જગત જન પરલે, સરલ ગેલ નહિ પાવનં. ૧૦
દયાવંત અનંત ગતિ જીનું, ગવન સંત સંગ શોભિતં,
ગગન ઉડ ઘણ ચંદ્ર શોભે, અનંગ છબી સુરત જન લોભીતં. ૧૧
કળા ખટ દશ નિધી પુરણ, સિદ્ધિ અષ્ટ ચરણે વસે,
દેવ ચતુર્દશ સેવા કારણ, લાયે આપ સૂર ધામસે. ૧૨
અદ્ધર તખત પર અરસ આસન, દર્શતહી દિવ્ય નેતરં,
લક્ષાતીત પક્ષ તે વર્જિત, સોહી સતગુરુ તત્ત પરં. ૧૩

અવનિ-અંકુર બીજ જેતા, સદા સમબિનુ જલ રહે,
અરસ નીર જબ પરસ પાયે, ઉદે અંકુર સન્મુખ રહે. ૧૪
સઘન ઘન નીર શુદ્ધ કરૂણા, શ્રીમંત્ કુવેર કી જબ થઈ,
અંશ અંકુર ઉદયે અચલ મતિ, નિજપતિ સન્મુખ દ્રષ્ટ ભઈ. ૧૫
તેજ પુંજ તનુ વિષેશ વિભુતિઃ શક્તિ જ્યોત્ય નહિ પાવનં,
અજ ઉમયાપતિ શ્રી પતિ શારદ, શેષ સહસ્ત્ર મુખે ગાવનં. ૧૬
સંત સહાય કરન નિજ કર્તા, ભક્ત વત્સલ્યનર તનુ ધરે,
શ્રીમંત્ કુવેર સબ સુખકે દાતા, દાસ હેતુ ડોલંત ફીરે. ૧૭
ફીરત ભવ ભીડ ભંજન પ્રભુ, કરન કાજ સબ જીવનં,
અસંખ્ય જીવ ઘણી ધામ પઠાવત્, બંદિ છોડ બ્રદ વંદનં. ૧૮



તિલક ભાલ વિશાલ લોચન, અધુર અનુંપમ શોભિતં,
નિજાનંદ ઘનશ્યામ મૂર્ત, સંત જનકે મન લોભીતં. ૧૯
પાણ્ય જોડી શિર નાયી સેવક, દાસ નારણ કરે વિનંતિ,
માગુ પ્રેમ ભક્તિ ચરણ સેવા, યશ ગાવા અનુભવ ગતિ. ૨૦

## (૧૮) શ્રી પ્રેમદાસજી રચિત

## ગુરુ અષ્ટક--૨

પ્રથમ કૈવલ સત સ્વામિ, ન્હેકામી કીરતાર હો;
કરુણાકર તબ અંશ ઉપાયે, કરન હાસ વિસ્તાર હો. ૧
સચ્યુત સાહેબ અચ્યુત આપે, અંશ અવનિ પઠાયે હો;
હાસ કરન એ હરખ આણી, પ્રાણી આપ બનાયે હો. ૨

તેહી જીવ જગ જાલ સરવે, પડ્યા મંદમતિ માયને;
બંદીછોડ હો કરી કીરપા, કાટો ભરમ જંજાલને. ૩
અરજ સુણી તબ અંતરજામી, બહુનામી વિપુ ધરે;
પ્રગટ અવનિ ઉપર આઈ, કરન કાજ એહી આદરે. ૪
કલા ચતુરદ્વેદશ પુરણ, નિધિ નવ ચરણે વસે;
અષ્ટ સિદ્ધિ મુક્તિ ચતુરધા, ધારે આયુધ હરિ આપસે. ૫
શંખ ચક્ર પદ્મ પાયે, લાયે કર ગદા ગ્રહી;
અનાથકે પ્રભુ નાથ નિરગુણ, સગુણ રૂપ સધારહી. ૬
અમર અંકુશ કુલીસ કમલ, ધ્વજા ધેનુપદ સ્વસ્તિકમ્;
અરધચંદ્ર ખટકોણ બિંદુ, એહી ચિંન મંગલદાયકમ્. ૭



જંબુફલ જબ ઉરધ રેખા, ઈંદ્ર ધનુષ્ય ત્રિયેકોણહી;
કલશ મીન સુધા રૂદીયે, સંતજન કરે યેનહિ. ૮
તેજ અરૂણતે વિશેષ વિભુતી, ધરણીધર નહિ પાવહી;
જ્યોત શક્ત સુર ગુણ વંદે, સનકાદિક નિત્ય ગાવહી. ૯
જપે કરતા કર નિગમ ગાવે, વંદે રજ કમલાપતિ;
શાસ્ત્ર ખટ પદ શારદ સેવે, ગાવે ગુણ નારદ ગતિ. ૧૦
કૈવલ કરતા કર જોડ વિનવુ, કરુણાકર કરું વિનંતી;
માંગુ પ્રેમ ભક્તિ નિશદિન, ગાવા ગુણ દ્યૌ સદ્ગતિ. ૧૧
જુગન જુગન પ્રભુ સત સામ્રથ, સંતનકે સુખકારી હો;
સજ્જન સહાય કરન કારન, ચતુર દેહ હરિ ધારી હો. ૧૨

ખુદ ખાવન ખલક પાવન, ધારણ કીયો ધન્ય આપ હો;
લોક ચતુર્દશ ચેતાવનકુ, જ્ઞાન સુધા પય પાયે હો. ૧૩
સાહેબ કુવેરં અયમ્ અનામી, આઈ લીયે હું અવતાર હો;
અધમ અનેક અપાર તારે, મનુ તનસે કીરતાર હો. ૧૪
શ્યામ મૂરત મંગલકારી, અનંગ અનંત છબી ઓપીતં;
નયન વદન વિશાલ ભ્રુકુટી, ભાલતિલક શિર શોભીતં. ૧૫
અવિનાશી આયે અવન પર, કાટે ભરમ જંજીર હો;
જેહી જેહી જીવ શરન આયે, તાઈ ધર કર ધરે શિર હો. ૧૬
મહેરબાન જબ મહેર લાઈ, અભયપદ મોઈ દીજીયે;
પ્રેમદાસ નિવાસ ચરનન જન, અપનો કર લીજીયે. ૧૭



## (૧૯) શ્રી વ્રજલાલાચાર્ય રચિત

## કરુણાસાગરાષ્ટકમ્

વિશ્વેવરજ્ઞાં પ્રણતો ગૃહીત્વા, ય આગતઃ કૌજન તારણાય
નૃભ્યો નૃરુપેણ દદાતિ બોધં નમામિ દેવં કરુણાર્ણ વંતં. ૧
અહોંજના બોધતં વિશ્વનાથં, તદુત્કધર્મ ચ સમાચરતં,
ઈત્યાહ યો વૈ વિહરન્, પૃથિવ્યાં નમામિ દેવં કરુણાર્ણવંતં. ૨
યો દેશનાયાઃ સમયે સમર્થો, દૃષ્ટાંત સિદ્ધાંત સમેત વાક્યૈ,
સદભ્યંઃ સુબોધં વિમલં દદાનો, નમામિ દેવં કરુણાર્ણવંતં. ૩
હિંસ્રૈનિરી શૈર્વ્યં ભિચારી ભિશ્વ, નીતે કુવાક્યૈઃ કૃપથેનૃલોકે,
યેનેશભક્તિ ગદિતા સધર્મા, નમામિ દેવં કરુણાર્ણવંતં. ૪

સમુદ્ધૃતઃ પ્રાકૃત વેદધર્મઃ સંસ્થાપિતો યેન ચ કર્તુવાદઃ
સુતર્કવાક્યૈ ર્નિહતઃ કુતર્કો, નમામિ દેવં કરુણાર્ણવંતં. ૫
સદ બોધદાયત્કૃતબોધગ્રંથા, નિરુપિતો યેનચ પુણ્યં પંથા,
નિવારિતા યેનચ જીવ હિંસા, નમામિ દેવં કરુણાર્ણવંતં. ૬
આધ્યાત્મ શાસ્ત્રા સ્ત્રવરેણ લોકે, છિન્ના અવિદ્યાભવ જીવદોષાઃ,
આવિષ્કૃતા યેનચ કર્તુભક્તિઃ નમામિ દેવં કરુણાર્ણવંતં. ૭
સદા પ્રફુલ્લાનન પંકજોયો, મહીતટે ગુર્જર સંજ્ઞ દેશે,
વિરાજીતે અનંત ગુણો ગુણજ્ઞો, નમામિ દેવં કરુણાર્ણવંતં. ૮

**(૨૦) શ્રીમંત કરુણાસાગર ભગવાન રચિત કર્તાઅષ્ટકમ**

દેવોય આદૌ વિદધાતિ વિશ્વં, ઈચ્છા ક્રિયા જ્ઞાન સમન્વિતઃ સન્;
હેતુઃ સ્વતંત્રઃ પરમેશ્વરોજઃ, કર્તારમાદ્યં પ્રણમામ્યહં તં. ૧



સમસ્ત કલ્યાણ ગુણાકરો યો, લૌકિકનાથો ડખીલલોક પૂજ્ય;
સચ્ચિદ્ઘનો નિત્ય સુખ સ્વરૂપઃ, કર્તારમાદ્યં પ્રણમામ્યહં તં. ૨
યઃ શાસ્તિ રાજેવ સમસ્ત જંતુન્, પિતેવ ગોપાયતિ સૃષ્ટિ ગોપ્તા;
સત્ય પ્રિયઃ સર્વ ગુરુર્ગરીયાન્, કર્તારમાદ્યં પ્રણમામ્યહં તં. ૩
શબ્દાર્થ સંબંધ વિધિ વિધાયં, ધર્મોપદેશ શ્રુતિભિઃ કરોતિ;
યો વારયત્ત્યેવ જનાન્ન ધર્માત્, કર્તારમાદ્યં પ્રણમામ્યહં તં. ૪
અક્ષૈરદૃષ્ટો રચનાનુમેયઃ, સર્વજ્ઞ એકઃ પુરુષઃ પુરાણઃ,
દેવા સુરૈર્નમ્રતરૈઃ પ્રણભ્યઃ કર્તારમાદ્યં પ્રણમામ્યહં તં. ૫
વાસ્તલ્યવત્ત્વાદથ નીતિમત્વાત્, સર્વેસમા યસ્ય ન પક્ષપાતઃ
યોગ્યસ્ય યઃ કર્મફલસ્ય દાતા, કર્તારમાદ્યં પ્રણમામ્યહં તં. ૬
અતન્નિરાદવશિષ્યતે યો, વસ્ત્વંતરં નાસ્તિ ચ યેન તુલ્યં;
માયા ગુણાકાર વિકાર હીનઃ, કર્તારમાદ્યં પ્રણમામ્યહં તં. ૭

યોડનેક બ્રહ્માંડ સમૂહ સૃષ્ટા, યસ્તત્ત્વપુગસ્ય પરોવિધાતા;
કર્તા સ્થિરાણામથ જંગમાનાં, કર્તારમાદ્યં પ્રણમામ્યહં તં. ૮

## (૨૧) પ.પૂ. નરવેદસાગર મહારાજ રચિત

## ગુરુ મહિમા-૧

### દોહા

પ્રથમ પરમગુરુને નમુ, દીયે કર્તા સંબંધી જ્ઞાન,
આપનપુ પતિ જાણ કે, તજે જકત અભિમાન. ૧
જગબંધન અતિ જનકુ; તનમન કીયે બે હાલ;
મહા વિકટ કળી કાળમાં, પ્રગટે દીન દયાળ. ૨
અનંત બ્રહ્માંડ કી વિભુવિત્ત, પ્રગટે ચિન્હ સંજુક્ત;
ધન્ય પરમગુરૂ પોમી પર, અંશ કરનકુ મુક્ત. ૩



### મોતીદામ છંદ

પતિપદ પરમગુરૂ એકમેક, સમજે જે સંત એ મોટો વિવેક. ૪
અકળ કળા ન કળે કોઈ જંત, એવી ગતિ પરમગુરુની અનંત. ૫
અનંત બ્રહ્માંડાધીશ કહાવે, તેનો લક્ષ પરમગુરુ યાંહાં લાવે. ૬
સર્વાતીત સર્વેશ્વર સ્વામી, તેનો લક્ષ દેવાને કોક જ દામી. ૭
નિગમ નેતિ કહે નિરધાર, સામાન્ય જીવ ન જાણે સંસાર. ૮
રચ્યો જેણે જકત સકલ પસાર, જોયે જેમ તેમ દેત તાંહા આહાર. ૯
એવા સુખદાયક લાયક સ્વામી, તેને ન ભજાવે ભરી કોઈ હામી. ૧૦
હિંમત વિના જો હામી ભરી જે, શરણે આવે તેને શુ પદ દીજે. ૧૧
એવા ગુરુ ઠગ ઠગે સહુ લોક, પતિ પદ સાચુ લહ્યા વિના ફોક. ૧૨

પતિ પદ પરમ ગુરુ એક જાણે, ભવેલાં પદારથ સહુ કોઈ વખાણે. ૧૩
ભવેલાંને જે કોઈ કહે ભગવંત, એવા ગુરૂ બાદલ સંત અનંત. ૧૪
પરમગુરુ નિજપતિના વેત્તા, ભુલાયા જીવ કીયા તે સચેતા. ૧૫
પતિપદ દર્શાવે દીવ્યનેન, દેખાડે સર્વ અંશોનું ચેંન. ૧૬
કરે અંશ પોતાને ઘેર નિવાસ, એવા ગુરુ જ્ઞાન ગતિનો પ્રકાશ. ૧૭
એવા ગતિયાર ગુરૂને જે પૂજે, તેના ઘટમાંહી ગતિ બહુ સૂજે. ૧૮
અનુભવાનંદ આનંદનો કંદ, સંશે ગર્ભસંકટ ટાળે ફંદ. ૧૯
ગુરુ હમાહુ છાંયા કૃપા પસારે, કર્તા શરણે સુખદે દુઃખ નિવારે. ૨૦
એવા ગુરુ જાણી કર્યો વિશ્વાસ, મોટા મુનિ ચરણે કરે છે નિવાસ. ૨૧
અજ ભવ શ્રીપતિ સુર સમેત, લહે સુખ શનકાદિક થઈ બડવેત. ૨૨



શંકર દત્ત કપીલહી વ્યાસ, મહિમા કરે નારદ ગુરુ પ્રકાશ. ૨૩
શારદ શેષ વખાણે વેદ, ગુરુ વચનાર્થનો અતિ ભેદ. ૨૪
માને જગ ઈશ દસુ અવતાર, રહે નિજ ગુરૂ તણે આધાર. ૨૫
પામ્યા ઈશતા ગુરૂ કૃપા જો પાઈ, બિનુ કૃપા જગ જીવ સરાઈ. ૨૬
ગુરૂ સામ્રર્થ સબે સુખદાતા, આવે શરણે તેને કરે ગતિ માતા. ૨૭
પીવે રસ પૂરણ અંશ છકેતુ, રહે હજુરી અંશ થઈ બડવેતું. ૨૮
પોખે વિત્ત પરમગુરુ હેત આણી મેલાવે પતિ પદ દે નિરવાણી. ૨૯
ગુરુપદ પ્રૌઢ પ્રચંડ પ્રત્યક્ષ; પામે નિજ કૈવલ મોક્ષ કે દક્ષ. ૩૦
ગતિ ચકવે અનુભવ અનાદુ, લઘુ જીવકો જાણે વાદ વિવાદુ. ૩૧
ગુરુપદ મોટુ અમોઘ અમુલ્ય, આવે નહિ કોઈ ગુરુ સમતુલ્ય. ૩૨
વૈષ્ણવ કોટિ અનંત અનેક, તેને શિર શોભે ગુરૂપદ એક. ૩૩

ગુરૂ ગુરૂ જહાં તહાં સહુ કોઈ કહે છે, ચાર પ્રકારે ગુરૂપદ રહે છે. ૩૪
પ્રોક્ષ ગુરૂ પદ પ્રોક્ષ બતાવે, પદારથમાં જીવકુ વિલમાવે. ૩૫
ગુરૂ પદ દેવ બતાવે પ્રત્યક્ષ, દર્શાવી દેહમાં આપે તેહી દક્ષ. ૩૬
સતગુરુ સત બતાવે જે અંશ, નરણે કરી જુવે કર્તાકો વંશ. ૩૭
તેહી અંશ આપનપુ તબ જાણે, જબી સતગુરૂ તેંહી પરમાણે. ૩૮
જેનો અંશ તાંહી મેલાપ કરાવે, અંશી પદમાં એકતા કરવાવે. ૩૯
અંશીપદ કૈવલ એક સમેવા, આયે તેનો લક્ષ પરમ ગુરુદેવા. ૪૦
પરમ ગુરૂ પરમ પતિકે પ્યારા, મિલે ગર્ભસંકટથી કરે ન્યારા. ૪૧
એવા ગુરૂ આનંદ મહા સુખકારી, પરઉપકાર કરન દેહ ધારી. ૪૨
દિવ્ય રૂપ સુંદિર શોભા રસાળ, ઘનશ્યામ મૂરત મહા વિશાળ. ૪૩



પદપંકજ અલી અંશ શોભે, લેતાં મુકરંદ મનોજહી થોભે. ૪૪
અસંખ્ય અંશકરે જહાંનિવાસ, શરણે આવે જે તેનો થાય સમાસ. ૪૫
ફરી ગર્ભસંકટ તે નવ પામે, સાચે દલ આવે મહા દુઃખ વામે. ૪૬
એવો પદપંકજનો પ્રતાપ, મીલે પતિપદ લહે નિજ આપ. ૪૭
એવા સુખમાં જન ઝીલે અપાર, અહો જન ધન્ય જે પામે દેદાર. ૪૮
એવા જન ભાગ્યવાન ભવેતુ, ભયે ભવમાં જેહી ભક્તિ કે ખેતુ. ૪૯
ગુરૂ ઘન જ્ઞાન સિંચે જલધારા, પાકે પ્રભુતા વિધિગતિ અપારા. ૫૦
તેહી પ્રભુતા પદ પ્રૌઢ તે પદમી, કર્તાકાર થઈ લહે સુખ કદમી. ૫૧
તેહી સુખના જે દાતા ગુરૂ પોતે, ટળે જે અસૂઝ ગુરુ મુખ જોતે. ૫૨
અરૂણ ઉદે અંધકુ નવસૂઝે, બિનુ અંશ ભક્તિ પતિ નવ બુજે. ૫૩
ભજાવે ગુરુ તે પતિપદ વાચે; લેવા તેહી લક્ષ રહ્યો મન સાચે. ૫૪

સાચો સંબંધ સદા સુખકારી, તન મન ધન ગુરુ પર વારી. ૫૫
મિથ્યા પદ દેતાં મહાપદ પાવે; થઈ શરણે રહે ભક્તિ કે દાવે. ૫૬
ગુરુ તુમ વિના નહીં કોઈ મારૂં, લાગ્યું કાળમાયા તણું બહુંલારું. ૫૭
જેથી દુઃખ પામ્યો અગાધ અપારૂ, કુંણકરે સહાય નહીં કોઈ મારું. ૫૮
કામ ક્રોધ લોભ મહા ભડ ભૂપ, ઈંદ્રી ગુણ અંતશ શત્રુ જનુપ. ૫૯
એહી સબ શત્રુ વેધે તન મારૂં, કરે છે બેહાલ નહીં સુખ સારૂં. ૬૦
ત્રાહે ત્રાહે પોકારૂ છું પતિકું, સુણો ધણી અરજ એ દુઃખ સતીકુ. ૬૧
હોય પતિવ્રતા તો પતિને લાંજુ, વિટંડીને સુખ ન મીલે સમાજુ. ૬૨
એવા ગુરૂચરણ તણો જે ઉપાસી, સુખે પદ પામે કર્તા અવિનાશી. ૬૩
ગુરૂ તે કર્તામાં નહીં ભિન્ન ભાવ, નિશ્ચે નિજ જનતણો એહી દાવ. ૬૪
પ્રીતે પીવે પાવ ગુરૂના પખાળી, તેનું હૃદય શુદ્ધ થાય અજવાળી. ૬૫



તીર્થ અનેક તણું ફળ આવે, પ્રસાદી પ્રીતે કરીને જે પાવે. ૬૬
પૂજે પ્રીત કરી ગુરૂજીના પાય, ચતુરદશ દેવપૂજા ફળ થાય. ૬૭
ગુરૂસેવા માનસીક શુદ્ધ કરી જે, વિધિ સંજુકતહી ધ્યાન ધરીજે. ૬૮
જેનો શુદ્ધ ગુરુ વિષે છે ભાવ, તેને શિર જમ તણો નહિ દાવ. ૬૯
યથા યુક્ત સૂઝે કરે ગુરુસેવા, કર્તા શરણે જઈ લહે સુખ મેવા. ૭૦
ભજન કરે ગુરુનું ચિત્ લાઈ, ઈચ્છા મનવાંછિત તે ફળ પાઈ. ૭૧
વચન ગુરૂકો કબુ નવ લોપે, તેનો મહિમા જગમાં બહુ ઓપે. ૭૨
વિરોધી વચન બોલે ગુરુ આગે, અનાહુત પાપ આવી સબપાગે. ૭૩
લોપે મરજાદ ગુરુની જે શિષ, તેને શિર સ્વામી નહી અનઈશ. ૭૪
એને કોઈ દુઃખ દેવે મહાભારી, છોડાવે તેને કુણ દયાદલ ધારી. ૭૫
કરે ગુરુ નીંદા સુણે દેઈ કાન, નીચ પદવી પાય દે ન કોઈ માન. ૭૬

ગુરુસંગથી વિછડે જન જેહ, ગયો ધરાબોળ આવે નહી છેહ. ૭૭
ફરે નુગરો ભૂકંપે ક્રપ ધારી, લગે ભાર શેષ સહે ન અપારી. ૭૮
તેનું મુખ દીઠે લગે બહુ દોષ, હરિગુરુ સંત કરે તેનો રોષ. ૭૯
મહા કરપ કરી દેવે જમ ત્રાસ, છોડાવે તેને કુણ થાય નિરાશ. ૮૦
તેની સાખ સમંત જુઓ પુરાણે, પૂછો સત શાસ્ત્ર નિગમનરાણે. ૮૧
વદે વસુધામે ભયે જન જેતા, ગુરુ વિના મોક્ષ નહીં કહે વેત્તા. ૮૨
તનમનધન જે શીશ સમરપે, પોતા તરફ રાખેન સહુસુખ અરપે. ૮૩
એવો અધિકાર ધરે જન જેહી, પામે પદ કૈવલ મોક્ષ સદેહી. ૮૪
એવા પ્રતાપી જે ગુરુ ગતીવંતા, તેને તજી જીવ લહે નહી અંતા. ૮૫
પામ્યો મનુષ્યદેહ મહામોંઘો અમૂલ્ય, કુણકુમત્ય આવી તુજ ભૂલ્ય. ૮૬
ફરી દાવ આવો કબુ નહિ આવે, ચૂકે ગુરુથી જમપુર હી જાવે. ૮૭
જઈ જમપુર કરે તાંહાં વાસ, સહે મહાસંકટ ગર્ભ નિવાસ. ૮૮



કહુ કેટલી તુજ મુરખ પ્રાણી, જાને શરણે ગુરુસુ હેત આણી. ૮૯
તન મન ધન સમરપીને રહેવું, ગુરુ કસોટી દેતે સર્વે સહેવું. ૯૦
સહી કસોટી સુખ પામ્યા અપારૂં, અહો જન ધન્ય એવા અધિકારું. ૯૧
તેનો જશ જ્યા ત્યાં સહુ કોઈ ગાશે, જેને હ્રદે ગુરુ કરે જો પ્રકાશે. ૯૨
ગુરુ સેવામાં ચૂકેચૂક પડાવે, તેને ઠોર ઠેકાણે કુણ ઠરાવે. ૯૩
ભમે ભવમાં ભમતો ભૂર ભાવે, સુખ નહિ પામે ખપે કાળદાવે. ૯૪
જેને માથે કાળતણો ભય ભારી, તેને ગુરુભક્તિ લગે નહીં પ્યારી. ૯૫
એને ગુરુ કેમ કરે પ્રતિપાળ, દયાળુ ઘણા પણ દે મુખ કાળ. ૯૬
ગુરુ પાસે બેસે નહીં સ્થિરથાઈ, વૃત્તિ વિલમે જહાં અનાહુત પાઈ. ૯૭
અનર્થ અર્થ કમાયો કુટીલ, ખોયો મનુષ્યાદેહ મહામોંઘો સુશીલ. ૯૮
સાકુટકુ કેટલી કહું શિક્ષાય, ગયો અધોગત બિન ગુરુદીક્ષાય. ૯૯

તદપિ ગુરુ મહા પરમ દયાળુ, લઈ શરણે સુખ દેવે રસાળું. ૧૦૦
એવા દયાળુ ગુરુના ગુણ ગાતાં, રહી જગમાં લહેજે સુખ માતાં. ૧૦૧
રિદ્ધિસિદ્ધિ સુખસંપત ન માગું, ઈચ્છા પદરજ ચરણ ચિત્ત લાગું. ૧૦૨
માગું શુભસેવા ભક્તિ પદ સાચુ, એવો અધિકાર આવે એવું જાચું. ૧૦૩
દીનબંધુ બંદી છોડ કહાવો, મોઈ ગરીબ લગે તબ દાવો. ૧૦૪
એવા ગુરુ જાણી આવ્યો છું શરણ, મટાડો મહાદુઃખજન્મને મરણ. ૧૦૫
મોઈ શિર શત્રુ અનેક ભડે હે, વેધે તન જે કામબાણ ગડે હે. ૧૦૬
તેમાં ચેન કેમ પડે દુઃખ ભારી, સ્વામી શરણે લ્યો ગ્રહી બાયહમારી. ૧૦૭
તમે સામ્રર્થ હરો દુઃખ મારૂ, દાતા દીનબંધુએ બરદ તમારું. ૧૦૮
છાયા કલ્પવૃક્ષમેં જે નર આવે, ઈચ્છા મનવાંછિત તે ફલ પાવે. ૧૦૯
પારસ પરસ રહે લોહ જાંતિ, કહે કુણ પારસ નામ વિજાતિ. ૧૧૦



દોહિ કામદુર્ગા ભૂખ નવ ભાગી, લજે નામ કામ કરે પદ પાગી. ૧૧૧
ચિંતામણી ગ્રહી ઈચ્છાફળ આપે, રહે ન દારિદ્ર દુઃખ સર્વકાપે. ૧૧૨
એથી અધિક પરમગુરૂ આપે, મળ્યા જેને તેને ન દુઃખ અદાપે. ૧૧૩
પામે દુઃખ દાસ બટ્ટો બહુ બેસે, ગ્રહી બાંય બ્રદ પાળો ગુરુ એસે. ૧૧૪
જોશો અપરાધ મારો મન ધારી, છુટુ ન કબુ કર્મદોષ અપારી. ૧૧૫
ખુની ખુનકા ગુના દેતાં ન પાર, કરો બક્ષિસ ગુરુ શરણ તુમાર. ૧૧૬
લજે શરણું જો ઉગારો ન મોઈ, અપત્ય અનીનદાસ ગુરુ તોઈ. ૧૧૭
કરૂંશું સ્તુતિ મૂગો મુખવાચે, આઈ ગુરુ શરણ પડ્યો દલ સાચે. ૧૧૮
દેખું ન તુમ સમ ઓર ન કોઈ, નાવ વાયસવૃત્તિ મમ જોઈ. ૧૧૯
ઠોર ઠરન અવરન આશ, જાવું જહાં તહાં બંધનકી પાશ. ૧૨૦
પાશ છોડવો સામ્રર્થ સ્વામી, શ્રીમંત્ કુવેર ગુરુકુ નમામિ. ૧૨૧

નમામિ જગતગુરુ જગઈશ, લહે મહિમા તેના ગુરુ ધીશ. ૧૨૨
શ્રીમંત્ કુવેર ગુરુ ચક્રવર્તી, જ્ઞાન અમલ જુવે કોઈ નરતી. ૧૨૩
અમલ મોટો જે પામે અધિકારી, તેની પ્રભુતા સબકુલાગે પ્યારી. ૧૨૪
ગુરુ શિર છત્ર બિરાજે જેને, દમે કેમ કાળમાયા જગ તેને. ૧૨૫
પીડે ન પીતૃ યક્ષ દાનવ દેવ, સાચો પરમગુરુ સાથે અહંમેવ. ૧૨૬
રાજા રંક ભૂત પીશાચ સમેત, નવગ્રહ આદ્ય પનોતી સહેત. ૧૨૭
ગુરુ રીઝમાં સુખસંપત સર્વ, વિમુખી વિરોધી પામે ટળે ગર્વ. ૧૨૮
જેનું મદ સુદન નામ કહાવે, ચઢયો મદ એકુ ન ગુરુ રહાવે. ૧૨૯
ગુરુ સામ્રથ શ્રીમંત્ કુવેર, નારણદાસ લહ્યો એ નવેર. ૧૩૦
જોયું નરણે કરી આજાુગમાંહી, ગુરુ વિનાસત્ય પદારથ નાંહી. ૧૩૧
એવું સૃત્ય જાણે માણે સુખ માતુ, ગમે ન તેને વિષયાનંદનાતું. ૧૩૨



સાચો સંબંધ સદા ગુરુ જોડે, કરે જગ આડ્ય તેનું મન મોડે. ૧૩૩
એવો શૂરવીર ડગે કેમ દેખી, શ્રીમંત્ કુવેર શરણ લીયો પેખી. ૧૩૪
ડરે કેમ કેસરીબાલ કરાલ, ભગે જુથ કુંજર મહા વિકરાલ. ૧૩૫
પોખે પ્રતાપ ગુરુ જેહી વિત્ત, રહે નુગરો જગમાં નિરવિત. ૧૩૬
ધરે શણગાર કન્યા જે કુંવારી, શોભા સુખ નહિ બિનુ ભરથારી. ૧૩૭
ક્રિયા ઉદે અંશ પતિ તેહી જાણો, મિલે તેહી લક્ષ ગુરૂ પરમાણો. ૧૩૮
ગુરુ તે કર્તામાં નહીં ફેરફારી, શ્રીમંત્ કુવેરકી જ્યૌં બલિહારી. ૧૩૯
નારણદાસ ચરણ ચિત્ત લાગુ, ઈચ્છા પરદજ ભક્તિ પદ માગું. ૧૪૦

### દોહા

મહેર કરી મોઈ દીજીએ, સેવા સમરણ ધ્યાન;
યશ ગાવા અનુભવગતિ, કરૂ પતિ પરમ અવિલાન. ૧

પરમગુરૂ કે શરણ કે, મહિમા અપંરપાર,
શારદ શેષ ન કહી શકે, કેસો રહે ઈતબાર. ૨
વારપાર જાકો નહિ, ગુણગતિ દધિ સમ તોલ,
ચિડિયા ચંચભરી રહે, સાગર સમ તમ છોલ. ૩
દધિ સમ તમ ગુરુ ગતિ, મમ મતિ અલ્પ અજાણ,
મહાપતિતકુ પાવન કરો, શ્રીગુરુ પરમ સુજાણ. ૪
સજાણ શરણ આવી પડ્યો, નારણદાસ અતિદીન,
પ્રૌઢ પરમગુરુ જાણ કે,ગ્રહી શરણ રહ્યો લોલીન. ૫
અખીલાનંદ સુખ શરણકે, માણે તેહી સંત સજાણ,
નારણદાસ શરણાંગત રહ્યો, દ્રઢ દેઈ તન મન પ્રાંણ. ૬



ગુરુમહિમા મુખસે પઢે, પ્રાતઃ સમે કરે પાઠ,
અનંત જન્મ અઘ સંશયકો, સબકો ઘાલે ઘાટ. ૭
મનન કરે મધ્યાનસે, અર્થ વિચારે જેહ,
તીનકો કૈવલમોક્ષકો, યામે નહિ સંદેહ. ૮
સંધ્યાસમયે એહી પાઠકો, સુણે સુણાવે જે અર્થ,
ઉપાસક હોય ગુરૂ તણા, પામે અનુભવ ગ્રથ. ૯
અષ્ટસિદ્ધિ નવનીધિ સબે, સુખસંપત સબ સાજ,
ગુરુ ઉપાસનામાં સબે, પામે અનુભવ રાજ. ૧૦
તેહી દાતા ગુરૂ પરમહી, શ્રીમંત્ કુવેર સત નામ,
નારણદાસ નિર્ભય ભયે, ગ્રહી ચરણ વિશ્રામ. ૧૧

## (૨૨) મહાકવિ છોટમ વિરચિત

## ગુરુમહિમા-૨ રાગ : દોહા

પરમગુરુ પરમાત્મા, તેમને કરુ પ્રણામ;
પરમારથ કારણ વિપુ, ધરે રૂપ ગુણ નામ. ૧
કામધેનુ ચિંતામણી, કલ્પવૃક્ષ છે જેહ;
તેથી ગુણ જેમાં ઘણા, દીસે નરનો દેહ. ૨
બોધ અગાધ અગમ અતિ, સુગમ કરન સંસાર;
અગણિત જન ઉદ્ધારવા, વિચરે અવની મોજાર. ૩
આપનુ આપ ને પતિપદ, દરશાવે દિવ્ય હાલ;
કરુણાસિંધુ કુવેર ગુરુ, ક્ષણમાં કરે નિહાલ. ૪



હંસ રૂપ આપે નિજ, કરતા કૈવલ સોય;
સામ્રથ સાહેબ કુવેર વિના, જુગ નવ જાણે કોય. ૫
મહિમા પ્રબળ પ્રચંડ અતિ, પરમગુરુ નિજ નામ;
દિવ્ય બોધદાયક સદા, સાહેબ સુખનું ધામ. ૬

### મોતીદામ છંદ

સદા સુખધામ ગુરુપદ સાર, કરે જશ નેતિ નિગમ ઉચ્ચાર;
અખંડ અલેખ અનામી આપ, અવ્યય અદ્દ્ભુત અમોઘ પ્રતાપ. ૧
પરા પર ધામ પુરાતન સોઈ, હરિ હર આદ્યે સેવે સહુ કોઈ;
વિધી સનકાદિક નારદ સાર, ગુરુ ગુરુ નામ જપે નિરધાર. ૨
રમા સચિ સાવિત્રી ને ઉમિયાય, પ્રેમે નિત્ય પૂજે ગુરુજીના પાય;
અહીપતિ ઈન્દ્ર આદ્યે સહુ દેવ, સદા શુદ્ધ ભાવે કરે ગુરુ સેવ. ૩

ઋષિ મુનિ તાપસ સિદ્ધ ચોરાસી, ગુરુપદ પંકજ ભ્રંગ નિવાસી;
શિવે સમજાવ્યું સતીને સાર, ગુરુ સમ તત્વ નથી નિરધાર. ૪
ભવદુઃખ ટાળે સહેજે ભવાની, કરે ભવ કોટી કલેશની હાની;
યથાવિધિ જુક્ત બતાવું જેમ, કરો નિત્ય નેમ ધરી સતી તેમ. ૫
નિશા જ્યારે શેષ રહે ઘડી દોઈ, ઉઠીને આરાધન કીજીયે સોઈ;
મનોમય માનસી પૂજા જેહ, કરો શુદ્ધ ભાવ ધરી કરી નેહ. ૬
પિંડ માંહે પંકજ પત્ર હજાર, કરતાં સુરત તણો એકતાર;
ગર્જે ઘણું નાદ અનહદ ઘોર, નહિ જ્યાં કાળ કરમનું જોર. ૭
રવિ શશી વિના ઉદ્યોત અપાર, તેમાં ગુરુ ધારો દ્વિભુજ આકાર;
નખ શિખ સુંદર શ્રી ઘનશ્યામ, સદ ચિદ આનંદ કંદનું ધામ. ૮



અનુભવ ઉગ્ર મહા ગતિ ગૂઢ, પ્રચંડ પોકારી કહે પદ પ્રૌઢ;
દીસે દિવ્ય દૃષ્ટિ ઉદાર અપાર, વપુધરે વિશ્વતણા કીરતાર. ૯
એવું ધ્યાન ધારીએ અંતર દૃષ્ટ, પૂજાવિધિ કરીએ અતિ ઉત્કૃષ્ટ;
સુરસરી નીર ઉષ્ણોદક સાર, સ્નાન કરાવો ઉમંગે અપાર. ૧૦
પછી પટ પહેરાવીએ મહામૂલ, અરચીએ અગ્ર ચંદન ને ફૂલ;
શુભ શણગાર સુમનના હાર, ધૂપ દીપ નૈવેદ મેવા અપાર. ૧૧
કરી મુખ મંજન પાઈએ નીર, મુખવાસ દીજે ધરી મન ધીર;
ઉતારીએ આરતી સુંદર સાજ, વધાવીએ પુષ્પ ગુરુ મહારાજ. ૧૨
પ્રકંમા સ્તુતિ અનંત અપાર, દંડવત કોટી કીજે નમસ્કાર;
પછી ગુરુ મંત્ર તણો જપો જાપ, પ્રલય થાય કોટી જનમનાં પાપ. ૧૩

એવું નિત્ય ધ્યાન ધરે જન જેહ, વસે સહુ તિરથ તેને દેહ;
કૃતારથ થાય તે આઠે અંગ, સુરીનર ઈચ્છે સદા સતસંગ. ૧૪
કરે ગુરુ ઉપાસના જન કોય, તેને ઘેર સ્વર્ગતણું સુખ હોય;
સકલ સૌભાગ્યતણો તહાં વાસ, રિદ્ધિ સિદ્ધિ મુક્તિ થઈ રહે દાસ. ૧૫
પ્રેમે પૂજે ગુરુજીને જે કોઈ જન, તેને વસુધામેં ન વ્યાપે વિઘન;
ગુરુનું વચન લોપે જીવ જેહ, પીડા થકી પાર ન પામે તેહ. ૧૬
ગુરુને મનુષ્ય ભાવે કરી માને, તે તો નર શૂકર શ્વાન સમાને;
ગુરુને કર્તામાં અંતર ધારે, તે તો ભવમાંહી ભમે વારેવારે. ૧૭
હુંકારે ટુંકારે ગુરુને દે સાદ, તેને અંગે થાય ઘણો અપરાધ;
ગુરુ થકી મનમેં રાખે અંતરાય, તેને પ્રભુ પ્રસન્ન તે કેમ થાય. ૧૮



તે ગુરુ વચન લોપે નહિ ત્રાસ, કોટી કલ્પ ભોગવે નર્ક નિવાસ;
આરાધન જેને નહિ ગુરુ ઈષ્ટ, પડે કુંભીપાક તે પ્રાણી પાપિષ્ટ. ૧૯
પ્રેમે જે ના પૂજે ગુરુજીના પાય, અંતકાળે તેને કરે કોણ સહાય;
થઈ ગુરુ આધીન દીન ના ભાખે, નિશ્ચે તેને લક્ષ ચોરાસીમાં નાખે. ૨૦
સહેજે ગુરુ આજ્ઞા કરે જે ભંગ, અનેક જન્મ થાય તે અપંગ;
ગુરુનું ધ્યાન હૃદયે નવ ધારે, તેને યમ કિંકર કુટીને મારે. ૨૧
ગુરુ ઉપદેશ વિસારે જે જન, તેને શિર આવે અનેક વિઘન;
સજીવનમંત્ર દાતા ગુરુદેવ, ભણાવે કૈવલ લક્ષ મહા ભેવ. ૨૨
તજી તેના શરણ જે કો જન જાય, કરી રીસ કાળ કુટી તેને ખાય;
પ્રચંડ અપાર ગુરુ પ્રતાપ, હરિ હર બ્રહ્મા જપે તેના જાપ. ૨૩
આણી ઉર વચન તણો આધાર, વિરંચી વિશ્વ સરજે બહુ વાર;
પ્રજા પાળે વિષ્ણુ ધરે અવતાર, નિશ્ચે ગુરુ વચન થકી નિરધાર. ૨૪

સંહારે સદા શિવ સૃષ્ટિને જેહ, શિશ ધરી વચન ગુરુનું તેહ;
જપે ગુરુ વચન જીભ્યાએ શેષ, ભૂમિનો ભાર ન લાગે લવલેશ.૨૫
ગુરુનું વચન પાળે ચંદ્ર સૂર, ત્રિલોકમાં તેજ પોખે ભરપૂર;
ઈન્દ્ર સુર રાજ તણો અધિકાર, તેને ગુરુ વચન તણો આધાર. ૨૬
પવન પાવક અવનિ આકાશ, વરુણ વચનતણે વિશ્વાસ;
દુષ્ટનો દંડ કરે યમરાય, તેને શિર ગુરુ વચન સહાય; ૨૭
દેવી દેવ કોટી અનેક અનંત, ઋષિ મુની તાપસ સિદ્ધ ને સંત;
પિતૃ યક્ષ કિન્નર ને ગાંધર્વ, વરતે ગુરુ વચન આધીનથી સર્વ. ૨૮
ગ્રહ ભુત પ્રેત પિશાચ ને તાવ, પાળે ગુરુ વચનતણો પ્રભાવ;
વીર વૈતાળ વ્યાધિ વિષ રોગ, માને ગુરુ આણથી મંત્ર અમોઘ. ૨૯
સ્થાવર જંગમ અસુર ને સુર, ગુરુ મરજાદા પાળે ભરપુર;
વીંછી સર્પ વ્યાઘ્ર કીટ પંખી આદ્ય, માને ગુરુ વચનતણી મરજાદ. ૩૦



એવો ગુરુમહિમા ન જાણે જે મંદ, કોટી કલ્પ ભોગવે તે દુઃખ દ્વંદ;
ગુરુનો મહિમા ન જાણે જે મૂઢ, યુગો યુગ થાય તે જળનો ઝુંડ. ૩૧
ગુરુ ઉપદેશ પામ્યો હોય જેહ, પછી ગુરુ નિંદા કરે જો તેહ;
તેને ગુરુદ્રોહી કુટીલ કહેવાય, તેનું કુળ કોટી નરકે જાય. ૩૨
તે તો શઠ શાકુટ નીચ નઠોર, વિમુખ વહેલ ધણી વિનુ ઢોર;
નિર્દય જડ નીચ નિર્લજ નકામ, નહિ ત્રણ લોકમાં તેહનું ઠામ. ૩૩
ગુરુ ધર્મ પાળે નહિ જે આપ, તેને પડછાયે ચઢેય બહુ પાપ;
કોટી જન્મનાં પુન્ય ઉદય હોય જેને, કૈવલના વેત્તા ગુરુ મળે તેને. ૩૪
ભેટે જેને કૈવલ વેત્તા ગુરુ સંત, સહેજે તેનાં સુક્રિત વાધે અનંત.
ભોમિ રજ મેઘનાં બિંદુ ગણાય, વળી નભ તારા તણો લેખ થાય. ૩૫
આદિ અંત જોતાં સરવેનો આવે, કોઈ ગુરુમહિમાનો પાર ન પાવે;
એવો ગુરુમહિમા જાણી જે ગાય, તેને સહુ સાધનનું ફળ થાય. ૩૬

અંતે પદ પામે તે કૈવલ મોક્ષ, પ્રભુપદ તેને રહે નહિ પરોક્ષ;
ઉપન્યો મહિમા સુણી આનંદ, કહે કર જોડીને છોટમ છંદ. ૩૭

## સાખી

ગાય શીખે ને સાંભળે, માની સ્વસંવેદ વચન;
કહે છોટમ જે આચરે, એને જુગમાં ધન્ય. ૧

જપ તપ તિરથ વ્રતવિધિ, કોટી કરે જો કોય;
સુખ પામે તે સ્વર્ગનું, પણ ગુરુ વિણ મોક્ષ ન હોય. ૨

ઈષ્ટ ઉપાસના અતિ ઘણી, દેવી દેવીતા આંન્ય,
કહે છોટમ સાધન બહુ, નહિ ગુરુધર્મ સમાન. ૩



## (૨૩) સંધ્યા ઉપાસના - દોહા

મહેર કરી મોઈ દીજીયે, સેવા સમરણ ધ્યાન;
યશ ગાવા અનુભવ ગતિ, કરૂં પતિપરમ અવિલાન. ૧
પરમગુરુકે શરણકે, મહિમા અપરંપાર;
શારદ શેષ ન કહી શકે, કેસો રહે ઈતબાર. ૨
વારપાર જાકો નહિ, ગુણ ગતિ દધિ સમતોલ;
ચિડિયા ચંચ ભરી રહે, સાગર સમ તલ છોલ. ૩
દધિ સમ તમ ગુરુગતિ, મમ મતિ અલ્પ અજાણ.
મહા પતિતકુ પાવન કરો, શ્રીગુરુ પરમ સુજાણ. ૪
સજાણ શરણ આવી પડ્યો, નારણદાસ અતિ દીન;
પ્રૌઢ પરમગુરુ જાણ કે, ગ્રહી શરણ રહ્યો લોલીન. ૫

અખિલાનંદ સુખ શરણકે, માણે તેહી સંત સુજાણ;
નારણદાસ શરણાંગત, રહ્યો દ્રઢ દેઈ તન મન. ૬
ગુરુ મહિમા મુખસેં પઢે, પ્રાતઃ સમયે કરે પાઠ;
અનંત જન્મ અઘ સંશયકો, સબકો ઘાલે ઘાટ. ૭
મનન કરે મધ્યાનસે, અર્થ વિચારે જેહ;
તીનકો કેવલ મોક્ષ કો, યામેં નહિ સંદેહ; ૮
સંધ્યા સમયે એહી પાઠકો, સુણે સુણાવે અર્થ;
ઉપાસક હોય ગુરુતણા, પામે અનુભવ ગર્થ. ૯
અષ્ટ સિદ્ધિ નવ નિધિ સબે, સુખ સંપત સબ સાજ;
ગુરુ ઉપાસનામાં સબે, પામે અનુભવ રાજ. ૧૦



તેહી દાતા ગુરુ પરમહી, શ્રીમંત કુવેર સત્ નામ;
નારણદાસ નિર્ભય ભયે, ગ્રહી ચરણ વિશ્રામ. ૧૧

## (૨૪) ભગવાન કરૂણાસાગર વિરચિત
## અવિનાશી પદ-૧

મેં અવિનાશી ઉપાસી, હો સંતો મેં અવિનાશી ઉપાસી,
ગતિ અગમ અગાધ લખાસીહો સંતો મેં અવિનાશી ઉપાસી.
ટેક. ૧
જપ તપ તીરથ વરત વેદોગત, સાધન સિદ્ધ અધ્યાસી,
સુરત નુરત ધરી લગન લગાવે, તો તીન લોક પદપાસી.
હો સંતો... ૨

દસ અવતાર ધરે ધરણી પર, દ્વે માંહી અમલ જમાસી,
નામ રહેરૂપ રહેન ના પાવે, અંતકાલ ગયે નાસી. હો સંતો... ૩
પૃથ્વી તેજ પવન નભ પાણી, અતિ પરલંત વિલાસી,
ચૌદેઈ લોક હે ઉનકી ભિતર, ઉનકી હે જુઠી આસી.
હો સંતો... ૪
હાડ માંસ રગ લોહના ચરમ, એસી હે દેહ હમાસી,
સોહંગ સાહેબ નામ હમેરા, નિજ કૈવલ પદ વાસી.
હો સંતો... ૫
બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર દેવા, જેણે આ સૃષ્ટિ પ્રકાશી,
મહા માયાકા એક દિવસ મે, અનેક બેર મર જાસી.
હો સંતો... ૬



વીતે કલપ રહે શક્તિ તન, જોત્ય મે જાઈ મેલાસી,
એસે કલ્પ રહે સત જ્યોતિ, બ્રહ્મમે જાઈ ભેલાસી.
હો સંતો... ૭
બ્રહ્મ ચિદાનંદ આનંદ સિંધુ, જીનુ કૈવલ પરકાશી,
ઉઠત ઈચ્છા સૃષ્ટિ સબ ફોરત, સમતાં સકલ સમાસી.
હો સંતો... ૮
આદૌ અંશ વંશ હમ જાકે, અવધકાલ નહીં ખાસી,
નિજ ઘેર સુરત જાઈ મમ લાગી, આન્ય દેવતે ઉદાસી.
હો સંતો... ૯
હે કૈવલ સદોદિત પૂરણ, નિરાલંબ નિરાશી,
કાયમ સોઈ કુવેર કહે મમ, આદ્ય પુરુષ અવિનાશી.
હો સંતો... ૧૦

## પદ-૨

વા ઘર કાહુ ન જાન્યા હો સંતો, વા ઘર કાહુ ન જાન્યા,
નેતિ નિગમ પોકાર કહ્યાંના, હો સંતો. ટેક. ૧
વેદ કતેબ કુરાન પુરાના, તામેં આ જગત ભુલાના,
જનમ મરણ ધોખે ધરખાયા, આતમા નહીં પહેચાના. હો સંતો... ૨
સાંખ્ય વેદાંત મીમાંસા પાતાંજલી, ન્યાય વૈશેષિક લહ્યાંના,
એ ખટદર્શનકે નિજ હારદ, ગુણ ગોલકકા જ્ઞાના. હો સંતો... ૩
લોક ચતુર્દશ વિશ્વ ચરાચર, તીનુ આદેવ ઠરાના,
રાજસ સાત્વિક રુદ્ર તમો ગુણ, જોગી જોત્યકા ધ્યાના. હો સંતો... ૪
ઈંદ્રી એકાદશ વશ કરી રાખે, વંદે સકલ જહાંના,
કીરતિ કીચ કલી મત ભાખે, નાખે જીવકુ ફાંના. હો સંતો... ૫



હે હમ જીવ કરે નિત્ય કરીયા, પોથી પાઠ પઢાંના,
રસનાએ રટણ કરે રત લાઈ, મોક્ષ મુગત મન માંન્યા. હો સંતો... ૬
ભેખ અનેક રચે વિવિધિ વિધ, પંથ વહેવાર નિભાંના,
સંસાર ફંદ તજી લોહ ફાંસી, કંચન પાસ બંધાના. હો સંતો... ૭
જે જીનકે મતકી ગત ઠાનંત, શિર સાહેબકા બાંના,
મેરી તેરી છુટત નાંહિ, નિજપતિ પરમ અયાનાં. હો સંતો... ૮
ધર્મ અર્થ કામ ને મોક્ષ પદારથ, શાસ્ત્ર સકલ બખાના,
સાયુજ સાલોક મુક્તિ સામીપ્ય જે, સાંનિધ્ય દ્વૈત ડહેકાના.
હો સંતો... ૯
બ્રહ્મ વેત્તા જુગમે જન જેતા, જીનુ વ્યાપક વિત્ત ઠાન્યાં,

કહે કુવેર પેર વિત્ત કારન, સો પતિ પરમ અયાના.

હો સંતો... ૧૦

પદ-૩

અદ્દ્ભુત જ્ઞાન હમારા હો સંતો, અદ્દ્ભુત જ્ઞાન હમારા,
કોઈ જાણે જાનનહારા. હો સંતો, ટેક. ૧

દેવલ દેવ પૂંજા વિધિ પાતી, ષોડશ કરમ આચારા,
ધૂપદીપ સજી અરઘ આરતી, એ સહુ ઓરલા વહેવારા.

હો સંતો... ૨

આસન મારી પવન પુની સાધે, બંધે દશ દરબારા,
વંકનાળ ચઢી જોત્ય જગાવે, તોહુ ન બંચે કારા.

હો સંતો... ૩



શ્રવણ કિરતન પૂજા આદિ, ભક્તિ નવ પરકારા,
દશધા પ્રેમ લક્ષણા જો પાવે, તો ગૌલોકનાથ દેદારા.

હો સંતો... ૪

ત્રિપદ દેવ નહીં ચિદશક્તિ, નહીં પંચભૂત આકારા,
ત્યાં ગૌલોક ને વૈકુંઠ નાંહી, અવિગત અરસ સાંઈયારા.

હો સંતો... ૫

ઈંગલા પિંગલા સુક્ષ્મણા નાડી, બ્રહ્મરંધ્ર ઝનકારા,
જોગી જોગ સકલ વિધિ સાધન, યહાં લગી અમલ તુમારા.

હો સંતો... ૬

ગુપ્ત ચલે ધરણી ગગને ગમ, લેખ કરે નભ તારા,
ચૌદ લોક કે મનકી જાણે, પ્રકૃતિ લિયા અવતારા. હો સંતો... ૭

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરિયા, મન બુધ ચિત અહંકારા,
એ અષ્ટ આવ્રણ રહિત અગમઘર, અપંરપાર અપારા.
હો સંતો... ૮
ભક્તિ કરે જુગમે દ્રઢતા ધર, તન મન સહિત સકારા,
પરચા આન્ય પુરાવે પરસપર, ગુનકે સાધન વારા. હો સંતો... ૯
સમલીત બ્રહ્મ ચરાચર વ્યાપક, ઘટઘટ હંગ હકારા,
અહંગ સહંગદોનું રહિત દુગ્ધા, નિજ પરમપદ ન્યારા.
હો સંતો... ૧૦
પિંડ બ્રહ્માંડ ફોડ મમ સુરતિ, ગજ્ઞ તજ્ઞ ભઈ પારા,
કહે કુવેર કૈવલ પરસ પર, ભઈ ગતિ અગમ અપારા.
હો સંતો... ૧૧



### પદ-૪

દેશ હમારા વંકા હો સંતો, દેશ હમારા વંકા,
જાંહાં નહિ કાલઝાલકી શંકા, હો સંતો... ટેક. ૧
ચલના ચાહો કોહુ મમ મારગ, છોડો આ તનકી આકંક્ષા,
કાટી શિશ ધરો ધરણી પર, કુન રાય કુન રંકા. હો સંતો... ૨
ગતિ વિના ગવન પાવ વિના પંથા, રવિ વિના તેજ અસંકા,
રૂપ વિના મૂરત સુરત બિન નિરખન, તાર વિના બાજત રરંકા .
હો સંતો... ૩
ઘન વિના નીર ગગન બિના ગરજના, ધરા બિના વિશ્વધરંકા,
ધડ વિના શિર પીર વિના પરચા, પતિ વિના પાયે પરંકા . હો
સંતો... ૪

ગુણ વિના જ્ઞાન ધ્યાન વિના ધારણ, ધે વિના ધરત ધ્યાનંકા,
ધ્યાતા વિના ધવનગવન વિના ગુનિજન, ઋતુવિના રાગ અલંકા.
હો સંતો... ૫

પુંજા બિના દેવ સેવ વિના સનમાન, રિદ્ધિ વિના ભોગ ધરંકા,
અંતસકરણ ચારૂ વિના ચિંતવન, લખી ન શકત બાવન અંકા.
હો સંતો... ૬

કોટી અનંત ભયે જન આગે, ધરી મન અગમ અશંકા,
અગમકી ચલક ભલક ભવતારન,પરચા સોઈ પદ પરમકા.
હો સંતો... ૭

ઓરલા અગમ રહત પદ નિગમ, અવ્યાક્ત ઘર એ માયમકા,
પરચા હોત સબે ઉનહીતે, યામે સકલ ડેહંકા. હો સંતો... ૮



જાંહા નહી શકત જકત નહી ઉત્પન, નહી ગતિ જોત્ય તેજમકા,
કરતા ઈશ અનંત સુપનવત, તા સરભર નહીં રેખમકા.
હો સંતો... ૯

બ્રહ્મ સનાતન કહત સબે મીલી, તાકી કહું મેં ઉપમકા,
અનંત કોટી કૃષ્ણ કેલ કરત જાંહાં, તેતે રામ રહંકા.
હો સંતો... ૧૦

એસે અસંખ્ય ધામ પર કૈવલ, જાને ન કોઈ જાનનકા,
રામકૃષ્ણ લવ ધ્યાન ધરત વાકો, છુટત કરત કલંકા.
હો સંતો... ૧૧

અગણિત પાણ્ય પાદુ શ્રવણનેન, સંખ્યા રહિત બરનનકા,
કહે કુવેર સોહી પતિ મેરા, જુગ જાહેર યશ ડંકા. હો સંતો... ૧૨

## (૨૫) શ્રી નરવેદસાગર મહારાજ વિરચિત

### ગોડી પદ-૧

પ્રગટ મનુજ અવતારા, કૈવલ કુલ પ્રગટ મનુજ અવતારા;
કોઈ જાણે જાણનહારા કૈવલ કુલ. ... ટેક.
નયેતિ નિગમ તિત શાસ્ત્ર બચનસે, અનુભવ અગમ અપારા,
ન ભવતુ ભવિત લહિત ગતી જાકે, સો પતિ ખુદ કિરતારા...
કૈવલ. ૧
અષ્ટાદસ ચિન અંગ શોભિત જીનું, નૌતમ છબી શુભ સારા,
લલિત લક્ષ ઘનશ્યામ સ્વરૂપ કે, દરશન તે ભવપારા... કૈવલ. ૨
આભુષણ વિવિધિ વિધપટ શોભિત, સુવર્ણ સકલ શણગારા,
મંગલ મુરત મનોજ લજાવન, સો પ્રભુ પ્રગટ દેદારા... કેવલ. ૩



સુંદિર સિંહાસન આપ બિરાજે, છત્ર સો શિર પર ધારા,
દાહ વામ દોઉ ચમર ઢોળત હે, છડીદાર દોહુ ઠારા... કૈવલ. ૪
વિધિ પૂરવક પૂંજા સબ સજકે, બાજીંત્ર બજે ઝનકારા,
ઝગમગ જ્યોત જરત દોઉ દીપક, જ્ઞાન કરત ગતિયારા... કૈવલ. ૫
સંત સજન આરતિ સજ ઠાડે, જોડી કર સુરત સકારા,
નિરખી રૂપ રસ લિન સુરત સબ, હો ગયે ચિત્ર આકારા...
કૈવલ. ૬
પુષ્પાંજલિ સ્તુતિ વિનયે વિધિ, કરે જન હરખ અપારા,
અહો નિજ આપ તાત સબનકે, સુખ નિધિ શરણ તુમારા...
કૈવલ. ૭

કરૂણાસાગર નામ પ્રમાણિક, કરૂણા દૃષ્ટિ પસારા,
કરુણા મોક્ષ કૈવલ પતિ પાવે, અંશ અનંત ભવ પારા... કૈવલ. ૮
શ્રીમત્ કુવેર ધન્ય પ્રગટ પોમીપર, કદમ કીયે અઘ જારા,
નારણદાસ આશ પદ રજકી, શરણાંગત સરકારા... કૈવલ. ૯

ગોડી પદ-૨

અલખ ખોજો ઘટમાંહી, હો સંતો અલખ ખોજો ઘટમાંહી,
તાતે જનમ મરણ ભયે નાંહિ. હો સંતો. ટેક.
અલખહી આપ લખીત તનસારુ, વારૂ આ વિશ્વ વિલાઈ,
વિલંતાં વિત રહે જે વસ્તુ, ઉદે ન અસ્ત સોહાઈ હો...સંતો ૧
વિતપન વેષ વસ્તુ જે વેશાતિત, તે લક્ષ દે ગુરુ સાંઈ,
માટે ગુરુશિર સામ્રથ થાપો, દે નિજ પદ ઓળખાઈ હો...સંતો ૨



બિનગુરુ અલખ લહે નહિ જુગધર, જે લહે તે વિલજાઈ,
આગ્યે સાખ્ય અનંત હે ઉનકી, જબ દે ગુરૂ બકસાઈ.
હો...સંતો ૩
ગુરુ પદવી સબકે શિર સામ્રથ, જાહેર જુગકી માંહી,
દશ અવતાર ચાહે ગુરુ ચરણાં, રહે નિજ પદ સરસાંઈ.
હો...સંતો ૪
ગુરુ કરતા દ્વૈન્નાંહી નિજ એકુ, અજબ કળાકળ પાઈ,
શ્રીમંત્ કુવેર કે ચરણ કમળ પર દાસ નારણ બલજાઈ. હો...સંતો ૫

ગોડી પદ-૩

સેવો ગુરુ પદ સોઈ, હો સંતો સેવો ગુરુપદ સોઈ,
જામે આવાગમન નવ હોઈ. હો સંતો. ટેક.

ગુરુ કામધેનુ કલ્પતરૂં તદ સમ, હે ચિંતામણિ વત જોઈ,
પરસત પુરણ હોય મનોરથ, મન વાંછિત ફળ હોઈ. હો...સંતો ૧
ગુરુ મહિમા મોટા જન જાણે, માણે વિરલા જન કોઈ,
અશક ધરી રસ પ્યાલા પીવે, જનમતબાલા હોઈ. હો...સંતો ૨
ભયા મતબાલા મસ્ત દિવાના, ત્રણાવત્ જગ જોઈ,
સામ્રથ ગુરૂ શિર પરહી બિરાજે, તાતે ડરુ નહિ કોઈ. હો...સંતો ૩
ભાગ્યા ડર ભર જનમ મરણ કા, સુખ સાગર વિલસોઈ,
ઉતઈત સભર સુધારસ સિંધુ, ઝિલતાં જન મીન હોઈ. હો...સંતો ૪
આનંદ કંદ કરુણામયે કાયમ, શ્રીમંત્ કુવેર સત સોઈ,
દાસ નારણ કહે જ્યૌ બલિહારી, ચરણ કમળ ચિત્ત પ્રોઈ. હો...સંતો ૫



## ગોડી પદ-૪

ગુરુ ચરણકા ઉપાસી હો સંતો, ગુરુ ચરણકા ઉપાસી;
અવરન ચિત્તમેં આસી. હો સંતો. ટેક.
કોઈ તિરથ વ્રત જપ તપ કરહી, કોઈ તજી અન્ન અપવાસી,
કોઈ કંદ મૂળ દૂધ પીવે ફરાળી, યૌ જીતતિત મત રાસી
હો... સંતો ૧
પૂજત પ્રેત પિર જજત પ્રીતકર, જન વશ કરનકી આસી,
મંત્ર જંત્ર વશી કરન વિધિ સબે, મારન મોહન કે તપાસી
હો... સંતો ૨
બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર શક્તિ, કોઈ નર જ્યોત પુજાસી,
દશ અવતાર અશક પતિ માને, નિજપતિ જોયા ન તપાસી
હો... સંતો ૩

નીગમ ચતુર ખટ શાસ્ત્ર વીલોકે, કુરાન પુરાણ મત ગ્રાસી,
બીન મુરસદ ગુરુ મુક્તિ ન કબહુ, અનંત પુરુષકી જ્યૌ બાસી
હો... સંતો ૪
આદ્ય અંત ઓરૂ મધ્ય ચરાચર, જબસે સૃષ્ટિ ઉપાસી,
યામે મોક્ષ મળે નહી મુકરે, બીન ગુરુ બોધ સમાસી હો... સંતો ૫
તનમનધન કદમપે ધરના, મન કર્મ વચનકી આસી,
શ્રીમંતકુવેર કે ચરણ કમળ પર, દાસ નારણ બલ જાસી.
હો... સંતો ૬

**ગોડી પદ-૫**

શ્રીમંત્ કુવેર ગુરુ મેરા હો સંતો, શ્રીમંત્ કુવેર ગુરુ મેરા;
પાયો ચરણ કમળ સુખ શિરા. હો સંતો. ટેક.



જ્યૌં સુર તેજ સકલ પર સરખા, સમસ્ત દ્વિઘનપે નેરા,
અંધ આદિતકુ કીસ વિધિ જાણે, ખોલે લોચન સબહેરા
હો... સંતો ૧
ગુરુ સુર મેં દ્વિઘન કહાવું, ચંદ્ર ગુરુ મેં ચકોરા,
ગુરુ અરણવ સલિતા મમ પદવી, ગુરુઘન સ્વાંત મમ સેરા
હો... સંતો ૨
ગુરુ ચંદન મમ સરપ પુરાણા, નિશદિન જરત શરીરા,
અનંત કલ્પ કર્મ અનલ અંગમે, પ્રસત હરત વિખ હેરા હો... સંતો ૩
શરદ ઋતુ ઘન ગુરુ છીપ મમ સોઈ, પ્રિતે પરમાનંદ પુરા,
વ્રેહેવંત લગન હુલાસ હંમેશ જીનુ, નિપજે મુગત મહાનુરા.
હો... સંતો ૪

સાકર ખોરુ ખગ ગુરુ મમ શલ્યા, કરત સકર નવેરા,
રહે વિતરેક જમ તમહી અનાદુ મિલત ના નિજપદ સેરા.
હો... સંતો ૫
ગુરુ હમાહુ છાયા કરુણાકર, દિયા જ્ઞાન અમલ અનેરા,
શ્રીમંત્ કુવેર કૃપા નિદ્ધિ સ્વામી, દાસ નારણ જન તેરા.
હો... સંતો ૬

## ગોડી પદ-૬

પ્રગટ પરમગુરુ ભાનુ જગતમેં, પ્રગટ પરમગુરુ ભાનુ;
જેની કિરણ જ્ઞાન પસરાનું. જગતમેં. ટેક.
ગતિ પરકાશ અચરચર બુઝત, સુઝ પરે નિજ જ્ઞાનુ,
અંશી અંશ સકલકે કર્તા, શરણાંગત સુખ દાનુ... જગતમેં ૧



નિજ શરણાનું સુખ અપરબલ, બળવંત ધણીનું બાનુ,
મહાદ મોજ પ્રિયે પતિકુ જો, લાગે શ્વસમવેદ વિદવાનું... જગતમેં ૨
છુટે વિનતા દિનતા પતિવશ, જશ જીનું જગ વિખરાનું,
આલોક ઓરૂ પરલોક પ્રિયે અતિ, ગતિ અનુભવ દે દાનું...
જગતમેં ૩
શ્રીમંત્ કુવેર શરણ સુખ જેતા, લહે શિષ ભયે તે સુજાણુ,
નારણદાસ આશ પદ રજકી, તન મન ધન અરપાણું...
જગતમેં ૪

## (૨૬) સાયંકાલ ઉપાસના સંધ્યા સાખી

સ્તુતિ દિન અસ્તકી, સુનહો શ્રી મહારાજ;
નારણદાસ શરણાંગત, સમય સુધારો કાજ. ૧

ત્રાસ અતિ રજની તણો, અંધાધૂંધ અપાર;
નારણદાસ શરણાંગત, ગુરુપદ ઉરમાં ધાર. ૨
ગુરુ સૂર જ્ઞાન પ્રકાશમે, રહે ક્યૌ તમ અજ્ઞાન;
શ્રીમંત્ કુવેર સર્વજ્ઞ હે, નારણદાસ સત માન. ૩
સંધ્યા સમરણ આરતી, ભજન ભરોસે દાસ,
મનસા વાચા કર્મણા, કર ગુરુ ચરણ નિવાસ. ૪
ગુરુકી કીજે બંદગી, કોટી કોટી પ્રણામ,
કીટ ન જાને ભૃંગકુ, સોઈ કર લે આપ સમાન. ૫
ગુરુ મુરત મુખ ચન્દ્રમા સેવક નેન ચકોર,
અષ્ટપહોર નિરખત રહે, સોઈ ગુરુ મૂરતકી ઓટ. ૬



ચાર ચિન્હ હરિભક્ત કે, પ્રગટ દેખાવન દેત,
દયા ક્ષમા ઓર દીનતા, પરદુઃખકુ હર લેત. ૭
ધનવંતા જુગમે ઘણા, રૂપ રંગ મન મોટ,
કહે કુવેર નેમી ઘણા, મન મેળૂકી ખોટ. ૮
મન મેળુ જબહી મિલે, આત્મ તત્ત્વ વિચાર,
તન મન સોંપી દીજીયે, વાંકે ચરણ મોજાર. ૯
તન મન સોંપી શિષકું, રહો સદા લોલીન,
કહે કુવેર અંતર નહિં, જેસે જળમાં મીન. ૧૦
જ્ઞાન મીનકા મચ્છકો, સંગ કરે જન કોઈ,
કહે કુવેરા તો મિલે, પેર પીવનકી તોય. ૧૧

જ્ઞાન મીન યાંહાં સદ્દગુરુ, જો કોઈ શરણે જાય,
કહે કુવેર કળ દેત હે, જીવ પરમપદ પાય. ૧૨
સુદ્ધિકો સમજે નહિં, કથે બહારલુ જ્ઞાન,
અળતો ચઢે ન અંગને, કુવેર તક્રને પાન. ૧૩
સુરિનર મુનિજન દેવતા, બ્રહ્મા વિષ્ણુ મહેશ,
કહે કુવેર ગૌલોક લ્યૌ, જેઠી તક્ર આવેશ. ૧૪
ખટ નવને દશ અષ્ટ લ્યૌ, ચારુ વેદ ચરાસ,
વ્યાસ વલોવણ છાશનું, પીવત જકત ઉપાસ. ૧૫
રામચંદ્ર વશિષ્ટકુ, કરતા પણ ગુરુ કીન,
ચૌદ લોક ભાગે ઘડે, ગુરૂ આગે આધીન. ૧૬



કહો વશિષ્ટે ક્યાં દીયા, કરતાકુ ઉપદેશ,
એ અંદેશા સરવને, સુણો કહું સંદેશ. ૧૭
પિતાબુંદ શિર ગર્ભકે, જો ન લહે જન કોય,
કે રાજા કે રંકહી, ખરા અજાણ્યા દોય. ૧૮
એસે કૈવલ અંશકે, જીવ ઈશ્વર અવતાર,
કહેં કુવેર સતગુરુ વિના, કોઈ લહત નહિં પાર. ૧૯
ચૌદ તબક જીનું શિર પર, ઔર ચૌદ ઉપછાંડ,
મધ્ય મહેલ કૈવલ કુલ, સુઘમ્ સભોમ સઘાડ. ૨૦
તે કૈવલ ખુદ ખાવન, અખીલ જીવન કિરતાર,
કહેં કુવેર દરશાવહુ જો જન હોય હમાર. ૨૧

સતગુરૂ દાતા મોક્ષકા, જાહેર જુગમાં જાણ,
શરણ ગયે જે જે જન, પાયે પદ નિરવાણ. ૨૨
બોધ અગાધ ટહંકાર કરી, જુગસુ કહે જરૂર;
સત કુવેર ઉર જો લખે, તાસુ હરિ હજુર. ૨૩
કાળ ડરપ કાયા લગે, નામ રૂપ ગુણ ગ્રાજ;
ઉબરે હમ ચૈતન ચિદ, કુવેર કાળ શિરતાજ. ૨૪
હમ કાળન કે કાળ હે, અવ્યાક્ત શિર ઈશ;
કહે કુવેર કૈવલપદ, સો ગાજત મમ શિશ. ૨૫
ચિતવન નિજ ચૈતનતણું, ગુણાતિત ગુલતાન;
લક્ષ મતે નિશદિન રહી, કરત કુવેર અવિલાન. ૨૬



સ્થૂલ સુક્ષ્મ કારણ કહીએ, મહાકારણ જે દેહ,
જીવન મુક્ત તે વરજીત, છતે પીંડ વિદેહ. ૨૭

## (૨૭) સંધ્યા આરતિ-૧

પહેલી આરતી પ્રેમ હુલાસા,
અનંત કોટિ જાહાં કરત વિલાસા; ટેક.
આરતી કરત નીગમ હરિદાસા,
હરિ હરિ અગમ અગોચર અવિગત વાસા. ૧
દુસરી આરતી દીરઘ મુરતકી,
દેવ સકલ દિવ્ય મંગલ મુરત કી. આ. ૨
તીસરી આરતી સકલ સુમતકી,
બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર પતકી . આ. ૩

ચોથી આરતી સકલ ચરાચર,
પ્રણવ પેચ જેહી રહત ભરાભર. આ. ૪
પંચમી આરતી પરમ પુરૂષ કી,
સકલ સાજ કળ કરન દુરસકી. આ. ૫
ષષ્ટમી આરતી સગુન મુરતકી,
મચ્છકચ્છ વ્યાઘ્ર વેરાહસંમતકી. આ. ૬
સપ્તમી આરતી સરલ સકતકી,
વ્યાપકવિતચર અચર જગતકી આ. ૭
અષ્ટમી આરતી અંજન અરશકી,
પરમ પુરુષ અવીકાસ કરસકી. આ. ૮



નવમી આરતી નવે નિધ સીધકી,
સકલ સૃષ્ટિરધ્ય પુરિત સનીધકી આ. ૯
દશમી આરતી આદ્ય પુરુષકી,
છેક છેવટ પતિ પરમ ઉરસકી. આ. ૧૦
જાહી પરંતુ અંત નહી કોઉકીત,
નિજ કૈવલ કારન બીનું ઊત ઈત. આ. ૧૧
જીનકે શુદ્ધ સંકલ્પ સલપમે,
અખીલ લોક ઉપજાયે પલકમે. આ. ૧૨
કહે કુવેર અનેર આરતકી,
ભવ ઉત્પન્ન અબ લગન સારતકી . આ. ૧૩

## સંધ્યા આરતી-૨

પહેલી આરતી પ્રેમ હુલાસા,
સુરીનર મુનિજન કરત વિલાસા;
આરતી કરત નિગમ હરિદાસા,
હરિ હરિ અગમઅગોચર અવિગત વાસા. ટેક. ૧

દૂસરી આરતી દીરઘ મૂરતકી, વૈષ્ણવ કોટી અનંત સુરત કી. આ. ૨
તીસરી આરતી ત્રંબક તોરી, પરશુરામ આઈ કર જોરી, આ. ૩
ચોથી આરતી સકલ ચરાચર, ઝલમલ જ્યોત અખંડ પરાપર,
આરતી. ૪
પંચમી આરતી પ્રગટ પ્રસિદ્ધ, નિર્મલરૂપ નિરંતર દર્શિત, આ. ૫



સતજુગ, ત્રેતા, દ્વાપર, કલજુગ, નિર્ગુણ રૂપ ધર્યો હરિ શીર ગુણ.
આ. ૬
જુગ જુગમાં હરિ ધરત શરીરા, શ્રીમંત કુવેર સંતોને સુખશીરા,
આ. ૭

## (૨૮) સંધ્યા સ્તુતિ

સસ્વયંગ સદ્ પદંગ, સર્વ મોક્ષ દાયકં;
અદ્વૈઅંગ અનુસુતંગ, ભવ વિતંગ ઈશ્વરે. ૧
તત્ત્વેત્તાય તદ્વદંગ, સામ્રથાય સાક્ષિઅંગ;
મંગલાય મહદ્ગતંગ, અહં નમામિ પ્રાણપતે. ૨

દેવાધિયંગ ચૈતનંગ, યદલોકંગ સહિતયમ્;
વ્યાપીતંગ વિશ્વયંગ, અકલેદંગ અનુરણે. ૩
નભગતંગ અનુભવે, ન વારપાર અંતયંગ;
સર્વજ્ઞે સ્વછંદ નંગ, જય જયેતિ શ્રી કુવેર કૈવલં ૪

## (૨૯) વંદના (ઉમંગ છંદ)

કૈવલં ચિદેનં, અવ્યે ના વયંનં;
દ્રિઘનં લઘુયં, અમોહં અમસ્તુ. ૧
નિરાલંબ નારાયણં, અહં ન વર્ણેયં;
નયેતિ નર્ણેયં, પ્રણાયં પરંતુ. ૨
જપે નં જપાયં, કાયં ન મયાયં;
મનાતીત મગોયં, સ્વયં તમ સમસ્તુ. ૩



જાંહાં નં ધ્યાતાં, ધ્યેયં ન વિછંદં;
વિનય જે કરોતિ, વિવર્જિત વસ્તુ. ૪
વિધિવૈ વેદંતં અચંત્યે નચંતં;
સુનાતી સનાતં, જે નાથં અનંતુ. ૫
અગાધં બોધં, લહે જન મહાદં;
કુવેરં તેયં મમ, નમામી નમસ્તુ. ૬

## (૩૦) પૂ. મહારાજશ્રી સુખાનંદજી પરમહંસ રચિત આરતી

જયદેવ જયદેવ જય સૃષ્ટિકર્તા (૨) પ્રભુ.
સંકટ ભય દુઃખ હરતા(૨) વિશ્વતણા ભર્તા. જયદેવ...૧

જય જગવંદ દયાલ જય કરૂણા મૂર્તિ (૨) પ્રભુ૦
મંગલ મહિમા ગાવા(૨) વાણી નથી પુરતી. જયદેવ...૨
જય ચૈતન્ય સ્વરૂપ, ગુણ ગણના ગણતાં(૨) પ્રભુ૦
ઋષિ મુનિ સર્વ વિરામ્યા (૨) લક્ષ સ્થળે જાતાં. જયદેવ...૩
જન્મ રહિત જગદીશ, જનમંગલ કારી(૨) પ્રભુ૦
સક્રત સુદ્ધ અવિકારી (૨) કૈવલ ગુણધારી. જયદેવ...૪
અંતર્યામિ અજાત, અનુપમ અધિકારી (૨) પ્રભુ૦
માનસી મંગલ અર્ચા (૨) પ્રભુને પ્રિયકારી. જયદેવ...૫
મળીને ભક્ત સમાજ, આરાધન કરિયે (૨) પ્રભુ૦
મોક્ષ પદે મળવા પ્રભુ (૨) આશ સદા ધરિયે. જયદેવ...૬



દિનજન દોષ દયાલ, નવ લક્ષે લેશો (૨) પ્રભુ૦
દુર્મતિ ટાળી દયાનિધિ (૨) પ્રભુ સન્મતિ દેશો. જયદેવ...૭
કરીએ સર્વ પ્રણામ, પ્રેમ થકી તમને (૨) પ્રભુ૦
પૂર્ણ કૃપાથકી કરશો (૨) પ્રભુ પાવન અમને. જયદેવ...૮
અકળ કળા ન કળાય, કરૂણામય તારી (૨) પ્રભુ૦
દયા કરી મુજ દીનને(૨) મતિ આપો સારી. જયદેવ...૯
પ્રેમ થકી પરમેશ, માફ કરો પાપો (૨) પ્રભુ૦
વિશ્વ વિષે વિશ્વેવેશ્વર (૨) સુખ શાંતિ આપો. જયદેવ... ૧૦
લીલા તારી અપાર, અતિ અદ્ભુત ભાષે (૨) પ્રભુ૦
અતુલ્ય પરાક્રમ તારૂં (૨) નવ વર્ણન થાશે. જયદેવ...૧૧

રાખી તમારો લક્ષ, શુભ નામો સમરીએ (૨) પ્રભુ૦
શરણાંગત થઈ સહુએ (૨) અભિવંદન કરીએ. જયદેવ...૧૨
વિનવે સુખાનંદ સર્વને સુખ આપો; (૨) પ્રભુ૦
કરૂણા સિંધુ કુવેર (૨) ભવ બંધન કાપો. જયદેવ...૧૩

## (૩૧) પ.પૂ. મહારાજ શ્રી સુખાનંદજી પરમહંસ રચિત
## સ્તુતિ લલિત છંદ

જગતવંદરે વંદિયે તને, પ્રણત પ્રાણિયો પામરો અમે,
પ્રણિપતો પ્રભુ લક્ષમાં ધરો, કરૂણા સાગરા રે કૃપા કરો. ૧
સકલ સિદ્ધિના છો મહોદધિ, નવ સ્તુતિ થશે રે યથાવિધિ.
અનુગ્રહો દયા પૂર્ણ વિસ્તરો, કરુણા સાગરા રે કૃપા કરો. ૨



અણચિંત્યાં તમે કાર્ય તો કરો, વિપત્તિ સંકટો ભક્તના હરો,
પ્રભુ પ્રતાપ તો છે ખરેખરો, કરુણા સાગરા રે કૃપા કરો. ૩
મુંગ જનો વદે વાણી શુદ્ધ રે, ગિરિ ઉલંઘશે પંગુ વૃન્દ રે,
પ્રભુ કૃપા તણો સત્ય આશરો, કરુણા સાગરા રે કૃપા કરો. ૪
અનુગ્રહો કીધા ને કરો સદા, સઘળી ટાળશો દુઃખ આપદા,
અતિ દયા કરીને ગ્રહો કરો, કરુણા સાગરા રે કૃપા કરો. ૫
નવ ગણ્યો અમે ધર્મનો વિધિ, દુરિત દુષ્કૃતી રે બહુ કિધી,
પ્રભુ બતાવશો પંથ પાંશરો, કરુણા સાગરા રે કૃપા કરો. ૬
પૂત કપૂત તો થાય અધ્યપિ, નવ પિતા કરે ત્યાગ તો કદી,
નિયમ ન્યાય એ રાખશો ખરો, કરુણા સાગરા રે કૃપા કરો. ૭

પ્રભુ સમર્થ છો પ્રાણના પતિ, પ્રણત ભક્તને દો રૂડી મતી,
પતિતપાવના પાપ સંહારો, કરુણા સાગરા રે કૃપા કરો. ૮
પરમકૈવલ પ્રાર્થના સુણો, અવગુણો કદી નાથ ના ગણો,
પ્રભુ શુભાશિષ નિત્ય ઉચ્ચરો, કરુણા સાગરા રે કૃપા કરો. ૯
પ્રભુ કૃપા સુધાવૃષ્ટિઓ કરો, મુજ ચિત્તે સદા સદ્‌ગુણો ભરો,
ઘટિત કામના ભક્તની પુરો, કરુણા સાગરા રે કૃપા કરો. ૧૦
વ્યષ્ટી સમષ્ટિના છો અધિપતિ, મુજને બક્ષો રે પ્રભુ અગમગતિ,
"સુખાનંદ" રે શરણમાં પડ્યો, કરુણાસાગરા રે કૃપા કરો. ૧૧



## (૩૨) પ.પૂ. નરવેદસાગર મહારાજ રચિત
## પોઢણ આરતિ-૧

પોઢે સુખ સેજ શ્રી મહારાજ, કરૂણાસાગર રાજ. પોઢે-ટેક.
સંતનકે સુખદાયક લાયક, નાયક સજન સ્વેરાજ,
શોભા સુંદિર અતિ અનુપમ, ષોડશ ચીન ધરે સાજ. પોઢે. ૧
કલા ખટદશ વિભૂતિ પૂરણ, પરમ ગુરૂ જગકાજ,
લાયે લક્ષ અલૌકિક અનુભવ, સુરગતિ નાંહિ સમાજ. પોઢે. ૨
નવઘનશ્યામ સ્વરૂપ સ્વામી, દામી કહત દલદાજ,
તેજપુંજ પ્રકાશ પાવન, કરત રહત જનલાજ. પોઢે. ૩
ચંદનસેજ જડીત્ર સુવર્ણ, પોપ પીછોડી બીછાજ.
અત્તર અરગકી લપટ લગાવત, સુગંધ કેશરતાજ. પોઢે. ૪

સેવા કરન સબ સુર આયે, સંત સજ્જનકો સમાજ,
આનંદકો અતિ હોત કોલાહલ, હરખે ગરીબનીવાજ. પોઢે. ૫
શ્રીમંતકુવેર સબ દાસકો, દલ દેખી ઉચરે અવાજ,
નારણદાસ આશપદરજકી, પૂરે પૂરણ કાજ. પોઢે. ૬

## (૩૩) પૂ. શ્રી અચરતબા રચિત શયન આરતી

કરીએ સેન સુખની ઘેન, સામ્રથ ગુણગામી;
પશુ પંખી કીટ મનુષ, વેલ વન વિરામી. કરીએ. ૧
ભવકે ભરમ તાપ હરમ, થાયે સરમ સ્વામી;
ભરીત નેંદ મુજત નૈન, બેંન શુધ ન સ્વામી. કરીએ. ૨
અજ ભવ અવતાર આદ્ય, ભયે બ્રહ્મ ભામી;
નિજપતિ કે સરજ સેજ, કુન હવે અભિરામી. કરીએ. ૩



તબતે તાય કોઉ ન પાય, સતપદ શરણામી;
જુગમેં જેત હવિત વેત્ત, કરતકે સકામી. કરીએ. ૪
ઉતઈત સબ ફરત જુથ, ધૂરત પંથ જામી;
નિજપતિ બિનુ પરમમોક્ષ, હોય ગયે તન પામી. કરીએ. ૫
જુગ વિલાસ માઈક પાશ, પરે પરા સ્વામી;
સુયે ન કોય ભવ ભરોય, નિજપદે નિદામી. કરીએ. ૬
યૌં સબેઈ ફરે આમેઈ, જડ જમાત જામી;
નિજકી પણ ખોજ નહિ, પરકી ક્યૌં પરામી. કરીએ. ૭
તબતે સોજ રહી પરોજ, કરન ખોજ સ્વામી;
ભવમેં આપ ગયે ભૂલાય, કોય ન પાય ઠામી. કરીએ.૮

જુગમેં જાર ગુન પસાર, ભજત હૈ અધગામી;
નહિંન નિત તીનુ જજીત, નિજપતિ બદલામી. કરીએ. ૯
એહી પરકાર નિજ કીરતાર, કોઈ ભરે ન હામી;
રહે અપાર નિજ નધાર, અકલ પદ અધામી. કરીએ. ૧૦
તાઈકુ ચીન હવે નચિંન, ભવે ન ભિન્ન ભામી;
સુયે નચિંન તેહી તબીન, ઓર નહિ ઠર ઠામી. કરીએ. ૧૧
તાહી અકેલ જાઈ શકેલ, આપ ઉરધ હામી;
'અચરત' કહે કરુણાસાગર, તુમહો અંતરજામી. કરીએ. ૧૨

## (૩૪) પૂ. શ્રી છોટમકૃત પરમગુરુની આરતી

આરતી કરુ ગુરુ પરમ કુવેર, ટાળ્યા ભવ ફેર;
અજ્ઞાન અંધેર, પરમગુરુની આરતી. ટેક. ૧



આરતી કરતાં સુખ અતિ ઘણું રે, પ્રગટે આનંદ ઉર અપાર રે;
નેત્ર ભરી રૂપ નિરખતાં રે, ટળે તન મન કોટી વિકાર. પરમ. ૨
સુંદર વદન બિરાજતું રે, માનું શિતળ કોટી મયંક રે;
સજ્જન વદન સૌ કમોદની રે, સિંચે અમૃત દૃષ્ટે નિઃશંક. પરમ. ૩
સાગર સરખા અગાધ સામ્રથ, જ્ઞાન રત્નનું ધામ રે;
લક્ષપતિ કરે લહેરમાં રે, પરિપુરણ કરે મન કામ. પરમ. ૪
દિનકર સરખા દયાળ છો રે, કરે અનુભવ અંબુજ વિકાસ રે;
નેત્ર ઉઘાડે નિજ ગમતણાં રે, હોય મોહ માયા તમ નાશ. પરમ. ૫
મેઘ સરખા મહારાજ છો રે, ટાળે ત્રિવિધિ તનના તાપ રે;
રસબસ કરે હરિ રસ વિષે રે, એ તો ઓળખાવે નિજ આપ. પરમ. ૬

કલ્પવૃક્ષ કૃપાલ કળીમાં, આતુર જીવ નિવાસ રે;
મનવાંછિત ફળ મળે સહેજમાં રે,
શરણે વસીયા જે દ્રઢ વિશ્વાસ. પરમ. ૭
અતિ અગાધ છો પરમગુરુ, કહીએ અલ્પ ઉપમા સોય રે;
જન છોટમ આ જગતમાં રે, નહિ મળે કુવેર સમોવડ કોય. પરમ. ૮

## (૩૫) મહારાજશ્રી પ્રયાગદાસજી કૃત આરતી

જય અંતરજામી પ્રભુ જય અંતરજામી. ટેક
આરતી કરીયે પરમગુરુની (૨) ઝગમગ જ્યોત જામી.
પ્રભુ જય



સુરિનર મુનિજન ધ્યાન ધરીને, ગયા કૈવલપદ પામી; (૨)
અંતર આવરણ તોડી, (૨) ઓળખ્યા અનામી. પ્રભુ જય. ૧
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર, શક્તિ નિરંજનના સ્વામી; (૨)
અનંત બ્રહ્માંડના કરતા પોતે, (૨) તેમાં નહિ ખામી. પ્રભુ જય. ૨
કૈવલ રૂપ ધરીને આવ્યા, કુવેર ગુરુ સ્વામી; (૨)
અગાધ બોધ જાહેર કરીને (૨) દુઃખ નાખ્યાં વામી. પ્રભુ જય. ૩
દીન રે દાસને શરણે લેજો, ગુણવંતા ગામી; (૨)
દાસ પ્રયાગ કહે કર જોડી, (૨) ચરણે શિશ નામી. પ્રભુ જય. ૪

## (૩૬) પૂ. બાલકૃષ્ણની આરતી

જયદેવ જયદેવ, જય સતગુરૂ દેવા... ગુરુ...
અનંત બ્રહ્માંડ પ્રકાશક, (૨) કૈવલ રૂપ જેવા... જયદેવ....

ગુરુ ભારત ભરમ વિદારક, તારક આ જગમે... ગુરુ...
પ્રગટ્યા દિવ્ય નર દેહે (૨) વણ સ્થાયી ગગમે... જયદેવ...
ગુરુ દિવ્ય વિશેષણ દેહે, અદ્‌ભુત ગતિ કરવા... ગુરુ
જ્ઞાન ભક્તિ વૈરાગે(૨) કરુણા રસ ઝરવા... જયદેવ...
ગુરુ નવનિધિ સહુ સિદ્ધિ, આપ ચરણે દાસી... ગુરુ...
સોળ ચિન્હ્ સંપૂર્ણ (૨) કલા અકળ ભાસી.... જયદેવ...
ગુરુ પરમ વિભુતિવાન, કરૂણાના સિંધુ.... ગુરુ...
દીન પ્રતિપાલક નાથ (૨) ભવતારક બંધુ... જયદેવ...
ગુરુ પ્રણવ પ્રસાદી પ્રેરી, શુન્ય ધુન્યમાં રમવા... ગુરુ...
કોહમ કર્તા પરખી (૨) સોહંગમાં સમવા... જયદેવ...



ગુરુ ગહનગતિ ગુરુ હૃદયા, ગુરુ ગગનાવત્ દિશે.. ગુરુ...
અનુભવ પાર વિનાનો (૨) અનુપમ નિજ વિષે... જયદેવ...
ગુરુ મન ઈન્દ્રિની વૃત્તિ, વૈરાગે પ્રજળી... ગુરુ...
ઓહંગ સોહંગ આરતી (૨) હંગે હંગ મલી... જયદેવ
ગુરુ અનંત સિદ્ધાંત ઓલંગી, કૈવલ સિદ્ધ કરતા... ગુરુ...
શ્વસમવેદ પંચમની (૨) ગમ શ્રી મુખે ઉચરતા... જયદેવ...
ગુરુ શ્રીમંત કુવેર સહાલંકકૃત, નારાયણ નિજદેવા... ગુરુ....
બાલકૃષ્ણ શરણાંગત (૨) ચરણ રજ લેવા... જયદેવ...

## (૩૭) ઉપવિત વિધિ

સબઘટ વ્યાપક બ્રહ્મહે, બ્રાહ્મણકો અધીકાર
જો નહિ જાણે જકતમાં, સોનર પશુ ગમાર. ૧
એક તારકે છન્નવ કીયે, એસેમીલાયે તીનતીન
ફેરી ચાલીસચિત ચેતકે, ગ્રહો લક્ષ પરવીન. ૨
તે બ્રાહ્મણ નિચ્છે હવા, સાંખ્ય યોગ વિચાર
નહીતો ગાફલ જાયેગા, કહેન કુવેર પોકાર. ૩
બાવન આંગુલ શ્વાસહે, મહાવાયક દ્વાદશ જાણ
ચારવેદ વાણી ચતુર, પ્રાણદશ પરમાણ. ૪
નવવ્યાકરણ પંચ માત્રિકા, કીયે છન્નવ એહીતાર,
બાહેર ભીતર સમજ કે, ભયે બ્રાહ્મણ ભવપાર. ૫



પુરુષ પ્રકૃતિ ગુણ તિનુ, સુક્ષમ દેહ તનુ કિન
પંચમાત્રા અંતઃકરણ, મિલીત ભયે નવ ચિન. ૬
ફેરી ત્રીયે ભાગ મેલાયકે, દશ ઈન્દ્રી પંચભુત
ઈંગલા પિંગલા દશ દેવતા, ભયે સ્થુલ મજબુત. ૭
એસે સત્તાવિસ તત્ત્વકો, દેહદરસત તનુ માન,
તાકુશઠ જાને નહીં, કહાભયે પઢિપુરાન. ૮
કુંભક પોરક રેચક, મિલીત ભયે ત્રિયે સાર
તા પર ગ્રંથિ વૃતિ દીયે, ભયે યજ્ઞો અનુસાર. ૯
એસે જાણે સો બ્રાહ્મણ, તજીભવ આળ પંપાળ,
કરમ ઘેન સબ વામકે, ગ્રહીગુરૂગમ વિશાળ. ૧૦

વ્યાસ સુપત નારદાદીક, વ્યાલમીક વસીષ્ટ
વિશ્વામિત્ર પારાસર, સબશીર ભયે બલીષ્ટ. ૧૧
બ્રહ્મા કબીર, શંકર ધર, એસબ પુરૂષ તત્વ વેત
કમળના બ્રહ્મા ભયે, કબીર કરબીર તેત. ૧૨
વરણ શંકર શંકર, રૂષભદેવ ક્ષત્રિ બાલ,
ઈન આધ સર્વ શુદ્ર, ભવીતવ પરમ વિશાલ. ૧૩
જન્મે જબ શુદ્ર, સંસ્કાર ભયે જબ દ્રીજ,
વેદવિચાર વિપ્રભયે, બ્રહ્મલક્ષ બ્રાહ્મણ નિજ. ૧૪
સદગુરૂ કિરપા જીનકુ ભઈ, તીનુ પાયે એહી ભેદ,
શાસ્ત્ર પઠન નહીં જાણત, નેતિ કહત જીનુ વેદ. ૧૫



વેદ વિગત જુક્તિ કરી, ભયે ભરમ ભંભેર,
સતગુરૂ ખોજ પાયે બિના, બ્રહ્મલક્ષ હોત ન નવેર. ૧૬
તાતે તુમકુ કહત હું, ગ્રહો ગુરૂ ગમ તત સાર,
કહેં કુવેર પદ પાયકે, ભયે બ્રાહ્મણ બ્રહ્મ ચાર. ૧૭

**(૩૮) સંત હરિજન પ્રણિપત વિધિકો અ.બો. અંગ ૮૨**

દંડવતકી કહું અબ રીતિ, હરિજન સંત મિલનકી નિતિ;
સતકૈવલ સાહેબ કહેના જનકુ, સત સાંમ્રથ ઝીલના સંતનકુ. ૧
ઓરુ હરિજન હરિજનકા મિલના, સો કહુ બચન સજનકે આધીના;
સતકૈવલ પરમાતમ કહેના, એક એકપેં હલીમલી રંગભીના. ૨
સંત સંત મીલનકી બાની, સો ભી પન કહી દેવું નિદાની;
અહો જય કૈવલ હંસા કરહી, સનમુખ હોઈ અન્યોઅન્ય ઉચરહી. ૩

નાદગોત્ર મમ કહીએ જેહી, નાદે હોય જન નાદે દેહી;
દ્વૈ પરકાર નાદ સોઈ બરનું, સુનો હરિજન સાધુ ધરી કરનું. ૪
પ્રથમ નાદસેં બિંદુ હોઈ, બિંદુસેં ઉપજે સબ કોઈ;
લક્ષચોરાસી જીવજંતુ, બિંદુત્યે પ્રગટે સબ તંતુ. ૫
સો બિંદુ નાદે હોય સબહી, નાદગોત્ર હમ કીના તબહી;
ઓર નાદ ગુરુમુખ દિક્ષા, લઈ ઉપદેશ પંથ ભયે પક્ષા. ૬
ખટ દરશન ઓરુ દ્વાદશ ભેખુ, બંધ મત એક એકપેં વિશેખુ;
સો સબે ગુરુ નાદેહી ભઈયા, નાદગોત્ર હમ તાતે કહીયા. ૭
અબકે કહત ઉપાસના બરની, રહેશ કલા ગત નારી નરની;
ગુરુકે બોધબચન ચિત્ત ધરના, લક્ષ આરાધન અહોનિશ કરના. ૮
ભોર ભયે પ્રગટે જબ ભાનુ, સાવધાન થવું કરી અસ્નાનુ;
આસનદ્રઢ કરી શમદમ દેહા, વિશ્વ વિલાસ હાસ તજી નેહા. ૯



સુરત નુરત કરકે એકતારા, હૃદયે ધ્યાન કૈવલ કિરતારા;
ગુરુલક્ષ જાપ મંત્ર તેહી જપના, ઈન્દ્રિભોગ સબ સુખ તજી સપના.
૧૦
સ્થૂલ સૂક્ષ્મ કારણ તન જેહી, મહાકારણ પર પરમ વિદેહી;
પરમ વિદેહી સોહી નિજ આપ રૂપા, સો નિશ્ચે કરી તત્ત્વ અનુપા.
૧૧
જડ તન તજી લખ વિવિધી વિભાગા, ચૈતન લખ ચિંતવન અનુરાગા;
મકરતાર દોરી દમ શ્વાસા, તા મધ્યેકૈવલ હંસ નિવાસા. ૧૨
સો હંસા આપનું નિજ આપુ, દરસ પરે એહી ધ્યાન પ્રતાપુ;
જબ દરસે હંસા એહી ધ્યાનુ, તબ અનુભવ ઉર હોય અવિલાનુ.
૧૩

જબ અનુભવ ઉર પ્રગટે કરતા, ઈંડ પિંડ ફોડી જાય સુરતા;
જઈ કૈવલ નિજ પદકુ પરસે, દિવ્ય દ્રષ્ટા આહાં વાહાં સબ દરસે. ૧૪
એહી પરકાર ધ્યાન નિત્ય ધરના, મુક્તરૂપ હોઈ વિશ્વ વિચરના;
આસન શમ ખટ ઘડી તીન નેમુ, ચંચલ ચિત્ત મન વશ કરી ધેમુ. ૧૫
દ્વે સેહેસ્તર શત સાઠહી જાપુ, ઘડી ખટકે હોય શ્વાસ સમાપુ;
સુનો મમ સંત ઉપાસન મરમુ, અહોનિશ કરો એહી તજી ઓરુ ભરમુ. ૧૬
અગમ ઉપાસ સો કહી સંતનકુ, સુગમ ઉપાસ કહું હરિજનકુ;
કરી સ્નાન ભાન જબ ઉદહી, મન મંજન અંતર કરી શુધ્ધહી. ૧૭
આસનદ્રઢ એકાંત જમાઈ, ગુરુ ચરનન પ્રથમ લહે લાઈ;
બહોરુ કહે જેહી નિજ જાપુ, સો જપીએ તજી તન મન આપુ. ૧૮
જુગલ ઘડી જતમત સત રહેના, સુરત નુરત ઉનમુની ચિત્ત દેના;
જાપ સપ્તસેં વીસ જપાઈ, જુગલ ઘડી તબ પુરન થાઈ. ૧૯



એહી પરકાર ધ્યાન નિત્ય ધરહી, તબ હરિજન નરનાર ઉધરહી;
ઓરુ તીનસે પુની સુક્ષ્મ ટેકુ લઘુ હરીજન કહું ધ્યાન ધરેકુ. ૨૦
સહેજ સ્વભાવ ચહાવ ગુરૂ ચરના કૈવલ કૈવલ જાપ ઉચરના,
કરી સ્નાન ધ્યાન ઉર ગુરુકા, સહેજ દશા સાધન હરુભરુકા. ૨૧
ઉઠત બેઠત હરતા ફરતાં, સંતનકી સેવા રહીયે કરતાં;
સહેજ ઉપાસના સૂક્ષ્મ જનકી, સોહી પણ પાવત ગતિ સરજનકી. ૨૨
કામ ક્રોધ મોહ તજી અહંકારા, હરખ શોક અભિમાન વિકારા;
શિલવંત લક્ષે નિશદિનહી, સો સાચે હમેરે હરિજનહી. ૨૩
ત્રધા પ્રકાર ઉપાસના બરની, સંત સહિત જન નારીનરની;
રહેશ કહું હરિજન સંતનકી, જેહી રહેશે ગતિ હોય અગમકી. ૨૪

જુઠ પ્રપંચ ચોરી ઓરુ હેરી, હરિજન સો ઉન રહે ન નેરી;
જીવદશા બરતત જુગ રીતી, અલગ રહે તીનસેં તજી પ્રીતિ. ૨૫
સાકુટ સંગ ન કરહી મેલાપુ, જીન સંગે બઢે શોક સંતાપુ;
જીવકી શીખ હરદે નવ ધરહી, અપનો બોધ ઓરનકુ કરહી. ૨૬
બુરી ભલીકે નિકટ ના રહીએ, હરિજન સંગ સદા નીરબહીયે;
સાધન રહેશ ક્ષેત્ર ધામનકી, કહી ઉપાસ સંત હરિજનકી. ૨૭
અહોનિશ રહે જેહી જન જતમતહી, તબ પાવત કૈવલ પદ ગતહી;
કહે કુવેર સુનો જન સંતુ, એહી મમ બોધ રહો ચિતવંતુ. ૨૮

## (૩૯) પ.પૂ. નરવેદસાગર મહારાજ કૃત થાળ

જમવાને આવો રે, કરુણાસાગર સ્વામી;
મારા મનના મનોરથ રે, પુરો અંતરજામી. ૧



દીન દાસ દુર્બળ મતિ રે, પતિ પક્ષ છું માતો;
પ્રતાપ પ્રબળ અતિ રે, ગ્રહી થઈ ફરું રાતો. ૨
પ્રભુ ભોવન પધાર્યા રે, આણી આસન આપ્યાં;
દરશન દયાળનાં રે, કરી દુઃખડાં કાપ્યાં. ૩
પોશાક પરહરિ રે, બાજઠ પર પધરાવ્યા;
ઉષ્ણ નીર ગંગોદીક રે, પ્રભુજીને નવરાવ્યા. ૪
ચરણોદ્ક લઈને રે, પિતાંબર પહેરાવું;
પગે પાવડી પહેરાવી રે, મંદિરમાં પધરાવું. ૫
વાલે ભ્રકુટિ તિલક કર્યું કે, કેશર કુમકુમ કેરુ;
શોભા વદન વિલોકીને રે, વારંવાર મુખ હેરુ. ૬

લેઈ ચરણ ચરણોદક રે, પૂજુ ભાવ પ્રિત કરી;
ફુલ માળ ધરાવું રે, સુમન શણગાર હરિ. ૭
નિરાજણ કરીને રે, નૈવેદ હરિને કાજે;
થાળ ઠીક સમારી રે, જમો શ્રી મહારાજે. ૮
પકવાન મીઠાઈ રે, બંજન વિધવિધનાં;
સૌ શુદ્ધ સામગ્રી રે, કરી બહુ રિધરિધનાં. ૯
ભજીયાં ને અથાણાં રે, મોરંબા મન ગમતા;
સ્વસ્થ થઈને આરોગો રે, પ્રભુ ભાવે તે જમતા. ૧૦
જમુના જળ નિરમળ રે, મંજન કર્યું મહારાજે;
હરિ હાથ હજુરી રે, લુછાવર કર્યું રાજે. ૧૧



જમી ઉઠયા આનંદસુ રે, બીડું પાનનું આપી;
દીનબંધુ દયા કરી રે, નાંખ્યાં બંધન કાપી. ૧૨
બેઠા નિજ સિંઘાસન રે, શોભા શી વર્ણવું;
ઘનશ્યામ મૂરત છબી રે, વારંવાર નર્ણવું;
સ્વામી કુવેર શરણનું રે, સુખલડું છે ભારી;
દીન “દાસ નારણ” ચિત્ત રે, ચરણકી બલિહારી. ૧૪

## (૪૦) ભોજન વખતની ધુન

કરમ ભરમ જાકુ નહિ ભેદત, અક્ષર બાવન નહિ લખે;
ગુણાતીત અતીત અમાપક, સાક્ષીવંત સતંત પખે
જપો હો જન હંસા કૈવલ, જાપ જેહી પદ અજર અખે. ટેક. ૧

જાથે હોત સકલ સબ ઉત્પન્ન, જીનુ ચૈતન અંકુર વિષે,
સો અંકુર ધર અવિગત પતિ, ભુગતત ભોગ અનંત મુખે.જપો. ૨
જેસે શુન્ય સરલઘટ મઠ પટ, વટ નહિ વ્રાધ્ય ઉપાધ્ય પખે,
તેસેહી કૈવલ અંશ અરોંકીત, વ્યાપક વિશ્વ વિષેના ધખે. જપો. ૩
સુક્ષ્મ સ્થુલ કારણ મહા કારણ, પરમ કારણ પદ પરમ લખે,
તાં પર કૈવલ ધામ સનાતન, કોઈક વિરલા જાણી શકે. જપો. ૪
અજહદ જહદા જહદ લચ્છન લખ, પખ નહિ ત્યાં ક્હા સુરત રખે,
સો તો સર્વ વર્જિતતીત ઉતઈત, ચૈતન દૃષ્ટજીનુ જે ઓળખે. જપો. ૫
અકલ સ્વરૂપ અખંડિત અનુસ્યુત, પરસ પરે ગુરૂ લક્ષ પખે,
અદ્વૈત આપ અમાપ માપ હોઈ, ભાસહી વિશ્વ વિલાસ વિખે. જપો. ૬



આધ અંત મધ્ય પુરૂષ પુરંજન, અંજન રહિતના ભવિત ભખે,
અદ્‌ભુત વસ્ત સદોદિત સદ પદ, તા અનુભવ રસ સંત ચખે. જપો. ૭
વાર પાર બિનુ સહિત સમલ પદ, વિમલ વિલોકન રોક દખે,
શુદ્ધ સમરસ રસ ઠસ દસુ દશાં સજા, કુવેર સોયે તાણી સોડ સખે. જપો. ૮

## (૪૧) ધુન અષ્ટ પહોરમન

### ધુન પદ

અષ્ટપહોર મન રટણ રટો, જપ કૈવલ કૈવલ કહીએ હો. ટેક.
બિનુ પ્રેહેતન બિનુ પ્રયાસે, બિનાનર, મોક્ષ પરમપદ પૈયે હો.
અષ્ટ. ૧
શનકાદિક નારદ બ્રહ્માદિક, નિગમ નૈતિ જશ ગૈયે હો;
અરૂઢ જોગ ખોજે શિવ શારદ, અથાહ થાહ નહિ પૈયો હો.અષ્ટ. ૨

અષ્ટાદશ ખટનવ નરણેઈત, વિવિધ ભાત વિસ્તરૈયે હો;
એહી મીલી સકલ વિકલતીત, વિનતી અધિક ભરમ ભવભૈયે હો.
અષ્ટ. ૩
અષ્ટાવક્ર કપિલ હસ્તા, મલ, દત્ત સત જત,મત ગ્રહીયે હો;
ચારુ લક્ષ દક્ષ દિવ્ય અનુભવ, બ્રહ્મભેદ ભરપઈયે હો. અષ્ટ. ૪
સરવ સિદ્ધાંત સાર સરલ પદ, ચૈતન વ્યાપ લખૈયે હો;
તાતે અન્ય કછુ હે ગતિ આગમ, વાગમ વિરલા પૈયે હો. અષ્ટ. ૫
અતિ ઉત્કૃષ્ટ પરમ ખુદખાવન, સદ્‌ગુરૂસે સુધ લહીયે હો;
સતકુવેર સદોદિત સોહીપદ, કૈવલ આદ્ય સદૈયે હો. અષ્ટ. ૬



## (૪૨) છોટમકૃત-ધુન ૧

**જય જય અખંડાનંદનકી, શ્રીમંત કુવેર જગવંદન કી. જય**
શરણ ગયે જે જે જન જગકે, ફાંસી કટી ભવ ફંદનકી. જય
કાગ પલટકે હંસા હોત હે, બાસ જથા દ્રુમ ચંદનકી. જય
પુરણ પરમ પ્રગટ ભયે આપે, જાનત નહિ મતિ મંદનકી. . જય
પરમ ભાગ્ય જો પદરેજ પરસે, કલીમલ કોટિ નિકંદનકી. જય
તારણ તરણ પ્રતાપ પુનિતશું, દ્રષ્ટ લહત નહિ અંધનકી. જય
જન છોટમ એહિ ચાહત જગમાં, ચરન કમલરજ વંદનકી. જય

## ધુન-૨

જય જય કુવેર નર રૂપ હરિ (૨) ટેક.
કૈવલ બોધં અગાધ ઊચારે, જાહેર જગમાં પોકાર કરી. જય

ચરણ કમલ નિરભે નિજ નૌકા, ભવસાગરકુ જાત તરી. જય
એહી કળિકાળ કૃપા બહુ કિનિ, જીવ અનંત લીયે ઉધરી. જય
નગર સારસા ધામ દ્રઢાયે, પરમ પુનિત જુગ માંહે કરી. જય
અગણિત યજ્ઞ જોગ જપ તિરથ, ઈનકી ફળકી કયૌ જોઉ પરી.જય
કૃપાસિંધુ તે દર્શ પરશકે, અગનીત પુન્ય લિયો ઉદય કરી. જય
જો જો જગમેં સાર કહાવત, સો સબ દાતા આપે વરી. જય
જન છોટમ સહુ સુલભ હોત હે, ચરણકમલ રહો ધ્યાન ધરી.જય

## ધુન-3

જય જય કુવેર કૈવલ હસાં (૨) ટેક.
કળિયુગ કે બહુજીવ ઓધારે, જનમમરણ મીટ્યા સંશા.જય જય ૧
મત અતિ ઉગ્ર અગાદ બોધસે, જુઠ, પ્રપંચ કીયા દુનસા. જય જય ૨



રામ ભયા તબ રાવણ માર્યા કૃષ્ણ ભયે માર્યા કંસા. જય જય ૩
અવની રચી જબતે નહી આયે એસા જુગમાં કોઈ હંસા.જય જય ૪
અદ્દ્ભુત જ્ઞાન અલૌકીક અનુભવ, સુનત હો નિર્મળ મનસા.
જય જય ૫
હસ્તામલ કૈવલ પદ પરસે, અંશ અંશી મીલે વંશા. જય જય ૬
જાકે ચરણ કમલ રજપરસત, તાપ ત્રિવીધ ટળે તનસા. જય જય ૭
જન છોટમ કિંચીત કરૂણાસે, તવ ભરમ મીટયા સંસા. જય જય ૮

## (૪૩) બાલકૃષ્ણની ધુન

હરીભજનમાં હરદમ રહીને, શુદ્ધ મારગડે ચાલો રે.
જન્મ મરણનું જોખમ ભાગે, પિવોને અમૃત પ્યાલો રે. ટેક.

અમૃતપ્યાલો મહા મતવાલો, સમદમ સાધનવાળો રે.
આત્મજ્ઞાન પ્રેમ રસનો પુરણ, સદા ભર્યો નહી ઠાલો રે.
હરી ભજનમાં (૧)
અમૃતપાન કરવા કોય પ્રેમી, સંત સમાગમ ઝાંલોરે,
આપનું આપ ખોજો તનમાંહી, થઈને હરીનો લાલોરે.
હરિ ભજનમાં (૨)
હરિભજનથી હોય નિસ્તારા, અવર ભ્રાંતિ સૌ ટાળો રે,
તિવ્ર ત્યાગ વૈરાગ આવતાં, મીથ્યા સુખ નહીં મહાલોરે.
હરિ ભજનમાં (૩)
નવધા સહિત પ્રેમશિર સાધન, આપ પતિને નિહાળો રે,
બાલકૃષ્ણ શુધ્ધ ગુરૂગમ મલતાં, હું પણું તુહીમાં ગાળો રે.
હરિ ભજનમાં (૪)



## (૪૪) શ્રી સરજ્યુદાસજી રચિત ધુનપદ

કેવલ મંત્રનો હો, સર્વ શ્રેષ્ઠ જાપ છે.
એ પરમગુરૂનો હો, પરમ પ્રતાપ છે. ટેક.
સગુણના ઈષ્ટો સર્વ સલેખ છે; તેઓના મંત્રો ભિન્ન ભિન્ન અનેક છે,
એ ભરમ સંશય સહુ ભાગસે હો. ...સર્વ શ્રેષ્ઠ. ૧
બહીર કર્મનો શ્રમ છોડાવી જાતી વિજાતીનો ભેદ બતાવી,
જડ ઉપાસના ઉથાપસે હો. ...સર્વશ્રેષ્ઠ. ૨
જ્ઞાન વિવેકથી સારા સારનો, નિશ્ચય કરાવે ગુરૂ પરા પારનો,
દયાળુ દિવ્ય દ્રષ્ટિ આપશે હો. ...સર્વશ્રેષ્ઠ. ૩

સગુણ નિર્ગુણથી ન્યારા સકર્તા, વ્યષ્ટિ સમષ્ટિના કર્તા ને ધરતા,
સર્વજ્ઞ ગતિએ અમાપ છે હો. ... સર્વશ્રેષ્ઠ. ૪

કૈવલ વેત્તા કૈવલ લક્ષ લખાવે, ઉભય હંગની એકતા કરાવે,
અંશને અંશી પદમાં સ્થાપશે હો. ...સર્વશ્રેષ્ઠ. ૫

સરજ્યુ નિર્મળના સમર્થ સ્વામી, ગુરૂ મોહનદાસ અંતર જામિ,
કાયમ કરૂણા દૃષ્ટિ રાખશે હો. ...સર્વશ્રેષ્ઠ. ૬



## સત્ કૈવલ સાહેબ



## સાખી

ગુરૂ પરમ સોઈ પરમ કૃપાલન, ચુકન જુવે જીવનકી
પણ જેહી તેહી પ્રકાર શરણગત, ભયે કરહીગત તિનકી
હે કોઈચારતાવંત પતિનકે, બિછડન કરન મેલાપુ.
ગુરૂ પરમકુજાઈ મિલનસો, એકુન રખે અબાપુ
(સ.ચિં. ગ્રંથ અંગ-૧૪ ચો. નં. ૨૬/૨૭)

પરમગુરૂ ઓરૂ પતિપદ, ભિન્ન ભાવ કછું નાંહાંય
એકમેક સમરસ સદા, પરમગુરૂ પતિ માં હાય
પરમગુરૂ પદ પરમ કે, લહત મરમ ગતિ તાય
યાતે પરમગુરૂ થકી, પરમગુરૂ દર્શાય
(પ. સિ.પ્ર.ક. કેતુ-૭ ચોપાઈ-૩/૪)

કો હરિજન કો સંતહી, જેહી શરણ ગત આય
ઉદે અસ્ત બિછરેનહી, તેહી પરમપદ પાય
ઉદે અસ્ત જીનકુ કહે, મરમ લખાવહું તાય
ઉદે ચરણ આયે જબી, અસ્ત હોય તનુ નાશ
(અ.સા. નિ.ગ્રં. કંદ-૮ ચોપાઈ - ૭૪/૭૫)

# સત્કૈવલ